# रासमाळा;



અથવા,

ગુજરાત પ્રાન્તનો ઈતિહાસ

આનરેબલ એ૦ કે૦ ફાર્બસનો રચેલો;

તેનું

ગુજરાતીમાં ભાષાન્તર

રણછોડભાઈ ઉદયરામ

પાસે

ફાર્બસ ગુજરાતી સભાએ કરાવીને.

સચિત્ર,

સભાના આનરેરી મ.

રામ સૂર્યરામ રચિત

જીવન ચરિત્ર

સહિત,

મુદ્રાન્કિત કરાવી પ્રસિદ્ધ કર્યો.

ભાગ. ૧

મુંબઈ.

સંવત ૧૯૨૫. સન ૧૮૬

# ગ્રંથકર્ત્તાની પ્રસ્તાવના.



પ્રાચીન હિંદુસ્થાનનો વિષય, જે ઈતિહાસકર્ત્તા અને પંડિતોનું ધ્યા-
ને એવો છે તે વિષે વધારે લક્ષ આપવામાં આવ્યું છે; પણ તેની
બલો કરતાં, તેના મધ્યકાલિક ઈતિહાસનો શોધ કરવાના,
રા ઉતરતી પંક્તિના કામ ઉપર, પ્રમાણમાં ઓછું ધ્યાન આ-
ં છે. જોકે અશોક અને ચંદ્રગુપ્તનો સમય, શોધ
શેષ ઉંચો વિષય છે, તોપણ તેટલા સારૂ, જે સમય ઓછો
લતા હિંદુસ્થાન સાથે વધારે વ્યાવહારિક સંબંધ ધ
વિછે, તે વાત ભૂલી જવી જોઈયે નહિ. વળી વિશેષ એ છે કે અર્વા
ચીન હિંદુસ્થાનથી પ્રારંભ કરીને, તેથી ગયલા પાછલના સમયો ઉપર
તરિયે તો તેથી આપણને પાકો આધાર મળેછે; તેમ છતાં જ્યાં સુધી
સમયો અંધારામાં રહી ગયેલા રેહે ત્યાં સુધી તેમના પછીના સમય ઉ
ડેલું અજવાળું ગમે એટલું પ્રકાશમાન હોય તથાપિ તે અજવાળું ગ્ર-
હણ કરી લેવાનું કામ સંશયજનક થઈ પડે. કોઈ પરદેશી જન હિંદુની
ભૂમિમાં ગમે તેટલી મુદ્દત સુધી વસ્યો હોય તો, હાલના લોકોની ઘણી
રીતભાતો અને રેહેણિયો, જે લોકો થઈ ગયાંને ઘણી મુદ્દત થઈ નથી તે-
ઓની સ્થિતિની રહી ગયેલી નિશાનિયો છે એવું ખુલ્લી રીતે તેના જોવા-
માં આવ્યાવિના રેહેશે નહિ—જેમ કે, દબદબા ભરેલા વાહાણનો પ્રાતિ
ભાસિક આકાર, જે કે માત્ર આવરણે કરીને વાતાવરણમાં ચમત્કારિક
રીતે વક્રીભવન થવાથી થયેલો, તે જેવી રીતે વાહાણના નાનાવિધના દે-
ખાવ ઉંચસ્થાને પરાવર્ત્તન પામેલા દેખાડી આપેછે (ઈટલીમાં થાયછે
તેમ) તેવી રીતે, હવણાંની હૈયાત વસ્તુઓ, લાંબો વિચાર કરતાં,
વસ્તુઓનું ભાન કરાવેછે. જે લોકોનું રાજ્ય લઈ પડીને મુસલ
એ તેને ઠેકાણે પોતાનું કર્યું તેજ લોકોનાં લક્ષણ, મુસલમાનના

નિશાનિયો હાલ રહેલી છે તેમાં ઘણી મજબુતાઈથી અંકિત થયેલાં અને તેજ ઉપરથી; પશ્ચિમના પર્વતો ભણીથી મુસલમાન લોકોના હુમલા ધાડું આવીને દેશમાં પડ્યું તેના પેહેલાં આર્યાવર્ત્તની ભૂમિ ઘણાંદબદ ભરેલાં નગરોથી શણગરાયલી હશે એવી સત્યતા કાહાડી શકાયછે. આ પ્રે માણે છતાં પણ આગળના દિવસોનો એવો મહિમા બતાવી આ વધારે ચોકસ નિશાનિયો છે, અને તે ઉપરથી, મહાપ્રતાપવાન ભોજનું કલ્પિત કથાઓમાં વર્ણવેલું નગર, ગહન યોગિનીપુર છાયારૂપે ચિતાર આપણે ધારી શકિયે છિયે. અમે લખ્યાં એકલી હૈયાતીજ નથી. એઓની શ્રેષ્ઠતા માન્ય કરી તે વધારે વિસ્તારવાન પ્રદેશ ઉપર કલ્યાણના રાજાએ સ્તાર્યું હતું, અને કમીમાં કમી, પરવાર, ચોહાણ, અથવા રાઠોડની ખરિયો અણહિલપુરનો સોલંકી હતો.

અમારા આ પુસ્તકમાં અમે વનરાજના નગરની વાત લખિયે , તેમજ તેનો નાશ થવા ઉપરથી તેમાંથી હિંદુનાં બીજાં રાજ્ય અને સંસ્થાન સ્થપાયાં તથા જે માહેલાં કેટલાંક તો આજ સુધી ચાલતાં આ-વ્યાં છે તે સંબંધી પણ લખીને એ બંને ઉપર અમારા વાંચનારનું લક્ષ અમે ખેંચિયે છિયે. હું સારી પેઠ સમજુંછું કે મારો વિષય, - હિંદુસ્થાન વિષેનો છે એટલુંજ નહિ પણ વળી જે એક ચોકસ જગ્યા વિષે છે તે સ-ર્વને રસિક થઈ પડવો કઠિણ છે.તેમજ તેનું વર્ણન કરવાની મારી પોતા ની ખામિયો વિષે પણ હું અજાણ છું એમ નથી. તથાપિ હું આઠ વર્ષ સુધી ગુજરાતમાં રહ્યો છું અને તાપી નદીના કિનારાથી તે છેક બનાસ નદીના કિનારા સુધી વસનારા જુદા જુદા લોકોના ઘાડા સંબંધમાં કા-મની રૂઈયે તથા ખાનગી રીતે આવેલો છું,તેથી મને મારા આ કામમાં થવાને કેટલોક લાભ મળેલો છે.

ની વિદ્યાનું ગ્નાન મને છે એવું ડોળ હું પ્રથમથીજ ઘાલતો નથી ે સાથે મારે લખવું જોઈયે કે હિંદુ વિદ્વાનો પાસેથી મને જો-

થતો આશ્રય મળ્યો છે અને એ વાતથી જો કે પુસ્તક રચનારની હોંશિ-યારી ઓછી થઈ જણાઈ આવેછે તોપણ તેથી કરીને પુસ્તકની કદર ઓછી થઈ ગયેલી વિચારવામાં આવશે નહિ.

વ્યાપારી લોકો ઘણું કરીને વિદ્યા સંબંધી બાબતમાં બેતમાવાળા હોયછે તોપણ એક વ્યાપારી વીરચંદજી ભંડારી કરીને મારવાડનો રે-હેવાશી જૈન ધર્મ પાળનારો હતો તે સંસ્કૃત અને પ્રાકૃતમાં કુશળ હતો તેણે મને પ્રબંધ ચિંતામણીનીનું પુસ્તક આપીનેજ માત્ર ઉપકૃત કરયો છે એટલુંજ નહિ પણ તેનું ભાષાન્તર કરવામાં તેના આશ્રયની ખરેખરી અગત્ય હતી તે તેણે પૂરી પાડી છે.

સોરઠની સીમા ઉપર વઢવાણ આવેલું છે ત્યાંના રેહેવાશી દલપત-રામ ડાહ્યાભાઈ છે તેમનો ઉપકૃત હું વિશેષે કરીને થયેલો છું.

મને ગુજરાતમાં ગયાને ઘણા દિવસ થયા નહિ એટલામાં હું સર-કારી ઓહદ્દા ઉપર હતો તેવામાં મારા મ્હો અગળ એક કાગળ રજુ કરવામાં આવ્યો, તેમાં બે ભાટની સહિયો સાથે કટારિયોનાં નિશાન કાહાડેલાં હતાં. તે જો-ઈને મારી જિજ્ઞાસા ઉશ્કેરાઈ; પછી મેં પૂછ પ-રછ કરવામાંડી અને એ જાતના લોકોમાંથી



જેઓનો સમાગમ કરવો બની આવ્યો તેઓનો મેં સમાગમ કરયો. ભાટલોકોના ભંડારની આ પ્રમાણે મને ઝાંખી થઈ એટલે મારી જિ જ્ઞાસા શમી જવાને બદલે ઉલટી બધી. જે લોકોની પાસે રાસના ભં-ડાર હતા અને જે મેળવવાની મારી ઈચ્છા હતી તે લોકોને સમજા-વવાને અને ભંડારના ડાબલાનો ખુલાસો કરી લેવાને ભાટની વાતોનું જ્ઞાન મેળવી લેવાની અગત્ય હતી, તે મેળવવા માટે કોઈ દેશી માણસ-ના આશ્રયની મને ખરેખરી અગત્ય જણાઈ. સારા ભાગ્યે કરીને, તરતજ કવીશ્વરનું નામ મને જાણ કરવામાં આવ્યું—કેમકે દલપતરા-મને તેમના દેશના લોકોએ એ પદ આપેલું છે,— અને એમને મેં

ઈ૦ સ૦ ૧૮૪૮ માં ઠરાવ કરીને રાખ્યા. તે દિવસથી મારા એ ઉપયોગી મદદનીશ ઘણું કરીને મારી પાસેજ રેહેતા. રાસ, વાર્ત્તા, એકઠી કરવાને અને લેખનો ઉતારો કરી લેવાની મતલબે, ગુજરાતના ઘણા ખરા ભાગમાં ફરવાની મેં દલપતરામને ગોઠવણ કરી આપી, તોપણ અમારી મેહેનતનો બદલો મળવાને કેટલીક વાર થઈ. અજ્ઞાનતા, અદેખાઈ, અને લોભને લીધે અમારે ઘણીક હરકતો વેઠવી પડી છે તેનું વર્ણન આ ઠેકાણે જો હું આપું તો તે કદાપિ વાંચનારને ગંમત ભરેલું થઈ પડે ખરૂં પણ તે નિશ્ચય કંટાળો ઉપજાવે; તથાપિ તે વિષેનો જોઈયે તેવો વિચાર, હું નીચે થોડી હકિકત લખુંછું તે ઉપરથી લક્ષમાં આવશે. મારા શોધ ઉપરથી કેટલાક એમ ધારતા હતા કે છૂપો ખજાનો શોધી કાહાડવા સારૂં સરકારે મને ઠરાવ્યો છે; વળી કેટલાક એમ ધારતા કે આપણી જમીન સરકારખાલસા કરી દેવા સારૂ આપણા હક સંબંધી કાંઈ સબબ શોધી કાહાડવાનો હેતું છે; વળી જે વહિવંચા લોકો પાસે હકિકત લખેલી હતી તેનો ઉતારો કરવા દેવાના બદલામાં એક ગામ ઈનામ આપવામાં આવે તો તે યોગ્ય બદલો આપ્યો કેહેવાય એવી ઘણીવાર મને સૂચના કરવામાં આવતી હતી. છેવટે મારા સરકારી અધિકારને લીધે હું વાઘેલા, ઝાલા, અને ગોહિલ વંશના ઠાકોરોના સંબંધમાં આવ્યો, અને તુરતજ મારા જાણવામાં આવી ગયું કે ભાટ લોકોને ગમે તેવી લાલચ બતાવવા કરતાં, અને ગમે તે પ્રકારે તેઓને વિનવવા કરતાં, તેમને જો આ ઠાકોરો ભણીથી જરા સૂચના મળે તો કામ થાય. હું મહીકાંઠાનો પોલિટિકલ એજન્ટ હતો તેથી ઉપરના વિચાર પ્રમાણે મારૂં કામ તે પ્રાન્તના ઠાકોરોની સહાયતાથી કાહાડી લેવાને શક્તિવાન થયો એટલુંજ નહિ; પણ ગાયકવાડના મુલકમાંથી પણ એવા પ્રકારની સુલભતા મને મળી ગઈ. "( પ્રથમ તો એકવાર મને ત્યાંના કારભારિયો ભણીથી ચોખ્ખી ના કેહેવામાં આવી હતી. ) અને વડોદરા સરકારના પાટણના કામદાર બાબા સાહેબ

ની મેહેરબાનીથી, અણહિલપુર જે ખરેખરી વિનોદજનક જગ્યા ત્યાંથી એક દ્વાશ્રયનું પુસ્તક અને બીજી મુલ્યવાન સામગ્રી મળી આવી.

મારૂં સરકારી અધિકારનું કામ જે ઘણું કરીને બહુ વધારે હતું તેમાંથી અવકાશ મળતી મારી વેળામાં મેં વહિવંચાના ચોપડાના અને જૈનના રાસના શોધ પછવાડેજ પ્રયત્ન કર્યો છે એટલુંજ નહિ પણ હિંદુઓમાં ચાલતી દરેક રીતભાત અને તેમાં મુખ્યત્વે કરીને જે મારા શોધની વાતોમાં અને પુસ્તકોમાં આવતી, તેનું જ્ઞાન મેળવવાને કરેલો છે; દેવલ, કૂવા વાવ, અને છત્રિયો ઉપરના લેખના ઉતારા મેં કરાવ્યા છે, અને હિંદુબાંધણીની ઈમારતોનાં દરેક ખંડેર જે જોવાને મને બની આવેલું છે તે મેં તપાશેલાં છે. આ છેલ્લા કામની મારી તપાસના કામમાં અમદાવાદનું નવું જૈનનું દેવલ બાંધનાર કુશળ શલાટ પ્રેમચંદનો મને ઘણો આશ્રય મળ્યો છે, તેમજ ઘણા બુદ્ધિશાળી એવા બે સૂતાર, ત્રીભોવનદાસ અને ભૂધર દયારામ કરીને હતા તેઓનો પણ એવોજ આશ્રય મળેલો છે.

આવા સમયમાં વર્નાક્યુલર સોસાઈટીની સ્થાપના થઈ અને આપણા કવીશ્વર જે એના કામને માટે સારી પેઠે તૈયાર થયેલા હતા તેમણે ગુજરાતમાં ચાલતા વેહેમ સંબંધી અને જ્ઞાતી સંબંધી બે ઈનામના નિબંધ રચ્યા; એ બંને પુસ્તકોનો ઘણો ઉપયોગ મેં આ પુસ્તકના ચોથા વિભાગમાં કરેલો છે.

મને ઇંગ્લંડ જવાની થોડી રજા મળી તેમાં ઈન્ડિયાહાઉસનું દફતરખાનું જોવાની મને આનરેબલ ઈસ્ટઈન્ડિયા કંપનીના કોર્ટઆફ ડરેક્ટરોએ આજ્ઞા આપી તેથી તેમાંથી મારા સંગ્રહના ઉપયોગની સામગ્રી મેળવીને મારો પ્રયત્ન હું પરિપૂર્ણ કરવાને શક્તિમાન થયો. મારી મેહેનતનું ફળ હું લોકોની સેવામાં મુકુછું તે જેવું તેવું છે, તોપણ સ્થાનિક અધિકારિયોના ઉપયોગનું થઈ પડશે, અને વિલાયતમાંના પણ મારા થો

ડાક દેશિયોને, જે પોતાનાજ સરખી પ્રજા ગુજરાતના હિંદુઓ છે તેઓના લાભમાં, તેમનું લક્ષ ખેંચાવનાર સાધન થઈ પડશે.

મારો સંગ્રહ મેં જે કથાઓમાંથી કરેલો છે તેઓને નામેનામ મારા સંગ્રહનું નામ મેં "રાસમાળા" રાખ્યું છે.



## ભાષાન્તરકર્ત્તાની પ્રસ્તાવના.



ગુજરાત સરખો, વિસ્તીર્ણ દેશ, જેવો સૃષ્ટિસૌંદર્યથી ભરપૂર અને આકર્ષક છે તે પ્રમાણે ઐતિહાસિક વિષયમાં પણ તેવોજ છે. પણ તે વિષે જ્ઞાન મેળવવાને ત્યાં સુધી આપણને સાધન મળ્યાં હોય નહિ ત્યાં સુધી તે વિષેનો વિચાર આપણા મનમાં આવી શકે નહિ. જે પરદેશી રાજ્યોની અને આપણી વચ્ચે હજારો ગાઉનું અંતર આવી પડેલું અને મહાવિશાળ સાગરે વચ્ચે પડીને એક બીજાને જુદા પાડેલા, એવા દેશોનો પ્રાચીન, મધ્યકાલિક, અને અર્વાચીન ઈતિહાસ, આપણી નજર આગળ બનેલા વૃત્તાંતની પેઠે જાણિયે, અને આપણો પોતાનાજ દેશનો ઈતિહાસ, તેવાંજ રાજ્યોના ઈતિહાસ સાથે સરખાવતાં, તેવોજ મનોરંજક, તેવોજ બોધકારક, તેવોજ ખેદકારક, અને તેવોજ દેશભક્તિ ઉત્પન્ન કરાવે એવો છતાં, તેના ચમત્કારિક પૃષ્ઠો ઉપર દૃષ્ટિ ફેરવવાને આપણને સાધન મળે નહિ એ કેવું શોકકારક કેહેવાય. આનરેબલ મિ૰ ફાર્બસે અતિશય રટણ કરીને ગુજરાતનો મહિમા બતાવી આપનાર રાસમાળારૂપી સાધન કરીને ગુજરાતની સારી સેવા બજાવી છે. એ સદ્‌ગૃહસ્થે ઘણાં પુસ્તકોનું* મંથન કરીને તેમાંથી પોતાનો સંગ્રહ કરી લીધોછે. તે વિના વહિવંચાના ચોપડા અને બીજા લેખ, તેમજ બીજાં પુસ્તકો જોયાં હશે તે તો જુદાં.

આ૰ મિ૰ ફાર્બસે ઘણો શ્રમ વેઠીને અંગ્રેજી પુસ્તક તૈયાર કર્યું છે

* પ્રબંધ ચિંતામણી, દ્વાશ્રય, શત્રુંજય મહાત્ગ્ય, કુમારપાળ ચરિત્ર, કુમારપાળ પ્રબંધ, ભોજ પ્રબંધ, વસ્તુપાળ તેજપાળનો રાસ, કુમારપાળ રાસો, ગરૂડપુરાણની પ્રેત મંજરી, ઈત્યાદિ સંસ્કૃત તથા પ્રાકૃત પુસ્તકો. તેમજ મારવાડી ભાષાનો પૃથુરાજ રાસો, હિંદુસ્થાની ભાષામાં રત્નમાળા, અને જગદેવ પરમારની વાત. અંગ્રેજીમાં ટાડ રાજસ્થાનના બે ભાગ, આઈન અકબરી, મિરાત એહમદી, એલ્ફિન્સ્ટન કૃત હિંદુસ્થાનનો ઈતિહાસ, ફાર્બસ કૃત ઓરિએન્ટલ મેમ્વાર, ગ્રાન્ટડફ કૃત ઈતિહાસ, વેસ્ટર્ન ઈન્ડિયા, ઈત્યાદિ, ઈત્યાદિ.

તેમાં તેણે આ દેશના લોકો ઉપરનો પોતાનો ભાવ બતાવી આપ્યો છે. એવા સદ્ગૃહસ્થનું જીવન ચરિત્ર આ પુસ્તક સાથે જોડવાને લખ્યવાનો મારો વિચાર હતો, પણ તે કામ ઉપાડી લેવાનું કામ સભાના આનરરી મંત્રી ભાઈ મનસુખરામ સૂર્યરામે માથે લીધું તેથી મને ઘણી ખુશી થઇ, કેમકે એ ભાઈનો એ ગૃહસ્થ સાથે ઘાડો સંબંધ થયેલો હતો તથા સભા સ્થાપન કરવાના શુભ ઉદ્દેશમાં એ ભાઈને પ્રેમપૂર્વક આશ્રય આપ્યો હતો તેથી પ્રફુલ્લિત થતા મને કરીને, એવા સદ્ગૃહસ્થનું ચરિત્ર ઉમળકા ભરેલી રીતે લખાય તે અલબત ઉત્તમજ થાય; અને થયું છે પણ તેમજ, તે આ પછીનાં પૃષ્ટ તેની મેળેજ બતાવીઆપશે.

અમદાવાદના મગનલાલ વખતચંદે કુમારપાળ રાસા ઉપરથી રાસમાળાના ધોરણે ગુજરાતનો લઘુ ઈતિહાસ રચ્યો છે, પરંતુ તે કરતાં વધારે વિસ્તારવાળો એક ઈતિહાસ કરવાની ઘણી અગત્ય હતી અને તે રચવાનાં સાહિત્ય એકઠાં કરીને તેમાં આજસુધી ડાકટર ભાઉ દાજી સરખા વિદ્વાનના નવા કરેલા શોધનો ઉપયોગ કરવાનો મારો વિચાર હતો પણ તેમ કરવાને કેટલોક વિલંબ હોવાને લીધે ફાર્બસ ગુજરાતી સભાએ રાસમાળાનું ભાષાન્તર કરાવાનો ઠરાવ કર્યો તેનો મેં લાભ લીધો છે. નજર ચૂકથી અથવા જુદી રીતે અર્થ સમજવાથી અંગ્રેજી પુસ્તકમાં જે જુજ ચૂકો રહી ગઈ છે તે મારાથી બની આવ્યું તેમ મેં સુધારી લીધી છે. અને તે વિષે ટીપમાં જણાવેલું છે, તેમજ જે ઠેકાણે વિશેષ સૂચન આપવાનું મને યોગ્ય જણાયું છે તે ઠેકાણે ટીપ આપીને તે પણ જણાવેલું છે. આ પ્રમાણે બનતી કાળજી રાખતાં છતાં પણ આવડા મ્હોટા પુસ્તકમાં અલબત મારાથી ચૂકો થઈ ગઈ હશે તો "મનુષ્ય પ્રાણી ભૂલ કરવાને પાત્ર છે" એ વાત ધ્યાનમાં રાખીને વિદ્વાનોએ ક્ષમા કરવી.

રાસમાળાના બે ભાગમાં થઈને ચાર વિભાગ છે, તેમાં ત્રણ વિભાગ ઈતિહાસવિષયક છે અને ચોથો રીતભાત અને વેહેમ વિષે છે.

ા પુસ્તકમાં જે ચિત્ર આપ્યાં છે તે સિવાય બીજી આકૃતિયો
ત કરવાની હતી અને તે વિષેનું વર્ણન લખતાં આકૃતિ જોવાનું
પણ કરવામાં આવેલું છે, પણ તે આકૃતિયો વિલાયતથી આવી
નથી.

રણછોડભાઈ ઉદયરામ.

# અનુક્રમણિકા.



## વિભાગ ૧.





## વિભાગ. ૨.

# પેહેલા ભાગના ચિત્ર.







# फार्बस जिवन चरित्र.



## A MEMOIR OF THE LATE HON'BLE ALEXANDER KINLOCH FORBES.

### શાર્દૂલવિક્રીડિત.

જેવી રીતથી પુષ્પવાસ તૈલમાં સ્થાયી થઈ જાયછે;
નિરાકાર સુગુણ આવી ગુણીમાં આકારી દેખાયછે;
વિવેકી ગુણગ્રાહી તે અંતરની લે મસ્તકે વાસના;
સદ્પાત્રો ગુણનિર્મિ તદ્વત બને, ધન્યંગી સદ્વાસના;*

આપણા દેશનું કલ્યાણ ઇચ્છનાર અને કરનાર, દેશિયોના પ્રતિપાળ, ઉદાર, ગુણી, સદય હૃદયવાન, પ્રેમી, કુલીન અને સ્વધર્મજ્ઞ વિરલ પરદેશિ રાજવર્ગી ગૃહસ્થોમાંનો એક; ગુજરાતની કીર્તિનો જીર્ણોદ્ધાર કરનાર, અને તેના ભાટ ચારણાદિ અસ્ત પામતા કવિયોનાં કૃત્યને જરા સ્થંભાવીને તે કવિયોના પણ કવિનો અર્થ સારનાર અલેક્ઝાન્ડર. કિન્લાક. ફાર્બસ મૂળ એક કુલીન વંશમાં તારીખ ૭ મી જુલઈ સન ૧૮૨૧ માં લણ્ડન નગરમાં અવતર્યો હતો.

ફાર્બસ વંશના આજથી સાતસેં વર્ષ ઉપરના મૂલ પુરૂષોમાંથી એક જાન નામનો પુરૂષ સ્કાટલંડમાં આવી રહ્યો. તેના પરાક્રમથી તેને એક પ્રગણું ભેટ આપવામાં આવ્યું. તેનો એક પ્રપૌત્ર સ્કાટલંડના રાજાની કન્યાને વર્યો હતો. તે બેના પુત્રનું નામ જેમ્સ ફાર્બસ હતું. તેના ઉત્તરાધિકારિયોએ કેટલાંક ઉચ્ચપદ રાજદ્વારમાં મેલવ્યાં હતાં. તે-

* સદ્વાસના અંગીને ધન્ય છે, એટલે જેના અંગમાં સારા ગુણોના વાસ ( રેહેઠાણ ) છે એવા અંગી એટલે ધણી કે પદાર્થ ને સાબાશ છે.

માંના કેટલાકિ ધર્મોપદેશકનું પવિત્રકામ પણ કરેલું છે. પ્રાર્બસ વંશના મુખ્ય ફરમાનુંધાયો હજી મ્હોટા વતની અને લાર્ડ પ્રાર્બસનું પદ ભોગવેછે.

આપણા પ્રાર્બસનું પાસેનું થડ શોધતાં તે નીચે પ્રમાણે જાણવામાં આવ્યુંછે.

પૂર્વે સર. એન્દ્રુ. મિચેલ નામે એક ગૃહસ્થ ગ્રેટ બ્રિટનનો મંત્રી, (Envoy Etraordinary and Minister Plenipotentiary to the Court of Prussia) પ્રસ્સિયાના રાજદ્વારમાં સન. ૧૭૫૬ થી ૭૧ સુધી હતો. તેને અને સર. આર્થર. પ્રાર્બસને આજન્મ પરિયંત મૈત્રી હતી, તેના સ્મરણમાં સર. એન્દ્રુ. મિચેલે પોતાનું ભૂમિ ધન આદિ સર્વસ્વ તે સર. પ્રાર્બસને અર્પણ કરયું. સર. આર્થર પ્રાર્બસે પોતાના બીજા પુત્રને અને તેના વારસોને તે વતન વારસામાં આપ્યું. તે એવી સરતથી કે વારસાસાથે તેના મિત્રનું મૂળ મિચેલ નામ પણ તે વારસ ધારણ કરે. આપણા પ્રાર્બસનો પિતા મિ. જાન પ્રાર્બસ મિચેલ તે સર આર્થર પ્રાર્બસનો પૌત્ર થાય. તેમનો સ્વદેશ સ્કાટલન્ડમાંનો આબરડીન નામે પ્રાન્ત છે, તે પ્રાન્ત ભણીથી પ્રતિનિધ થઈ સર આર્થર પ્રાર્બસ ઘણાં વર્ષસુધી રાજસભામાં વિરાજ્યો હતો. સર આર્થર પ્રાર્બસ, બીજા લાર્ડ પ્રાર્બસનો અને સ્કાટલન્ડના પ્રથમ અર્લ મારશાલ ઉલિયમની પુત્રી લેડી કીથનો પુત્ર ધી. આનરિબલ સર પાટ્રિક પ્રાર્બસ, તેના વંશમાંનો એક પુરૂષ હતો, સર આર્થર પ્રાર્બસ, બુચાનના અર્લ અર્કિન્સ અને લાર્ડ ફ્રેઝરના વંશમાંની કન્યા સાથે પરણ્યો હતો.

એ રીતે ઉત્તમ રાજમૂલક કુલમાં આપણો પ્રાર્બસ જન્મ્યો હતો. તેનામાં ઊત્તમ વંશના પૂર્ણ અંશ હતા એ તેના સુચરિત્ર ઉપરથી આપણને સ્પષ્ટ જણાશેજ. બાલ્યાવસ્થાનું તેનું ભવિષ્યસૂચક ચરિત્ર જાણવાને આટલે દૂર દેશ આપણી પાસે કંઈ સાધન નથી. તથાપિ વિદ્યાસંપાદન કરતાં, પોતાની વિદ્યાઉપરની રૂચીને લીધે, તે દીપતો હતો, એ આદિ કેટલુંક જાણવામાં આવ્યું છે. ઊંચી વિદ્યા અને ઊંચી

કળાઓ ઉપર તેને બહુ ભાવ હતો. એ એક વિદ્યાર્થી હતો ત્યાંથીજ એનું મન, સ્વાભાવિક રીતે, એવા સંસ્કાર પામ્યું હતું કે, તે વિદ્યામૃતનુ પાન કરતાં મરણ સુધી તૃપ્ત થયું ન હતું. એક સમયે એની વૃત્તિ શિલ્પશાસ્ત્રી (Architect) થવાની થઈ હતી; અને તેથી ઈંગ્લન્ડના પ્રખ્યાત શિલ્પશાસ્ત્રી મિ. જ્યાર્જ. બાસ્સેવિની પાસે એક શિષ્ય પેઠે ઘણા માસ સુધી તે રહ્યો હતો.

પરંતુ પછી ધી. આનરેબલ ઈસ્ટ ઈન્ડિયા કમ્પનીની સિવિલ સર્વિસમાં એનું નામ નંધાયું, તેથી તે હેલીબરી પાઠશાળામાં અભ્યાકરવા ગયો, ત્યાં તેણે સારી ખ્યાતિ મેલવી હતી. ઈનામ પણ ત્યાં તેણે બહુ મેલવ્યાં હતાં. યુરોપમાં સંસ્કૃત ભાષાનો મધુર સ્વાદ અપ્પાડનાર પ્રખ્યાત ન્યાયાધીશ સર ઉલિયમ જોન્સના સર્વ ગ્રંથો એના શાળાસ્નેહિયોથી કે પછી પાઠશાળામાંથી એને અર્પણ કરવામાં આવ્યા હતા. એ ગ્રંથો ફાર્બસને બહુ માનીતા હતા. એક પ્રસંગે પોતાની પુસ્તક શાળા બતાવતાં એ ગ્રંથો આવ્યા ત્યારે સદભિમાનથી પ્રસન્ન મુખે ફાર્બસ સાહેબે કહ્યું કે 'મને એ ઈનામમાં મળ્યા છે; અને એમાંના વિષયો ઉત્તમ છે.'

તા૦ ૩૦ મી ડિસેમ્બર સન. ૧૮૪૨ ને દિને મુંબઇ પ્રાન્તની સિવિલ સર્વિસમાં ફાર્બસ સાહેબ નિમાયા, અને સન ૧૮૪૩ ના નોવેમ્બની ૧૫ મી તારીખે હિંદુસ્થાનમાં પ્રથમ પગ મુકયો. તેજ માસની તા૦ ૨૦ મીને દિને અહમદનગરના કલેકટરની નીચે, હિંદુસ્થાની ભાષામાં પરીક્ષા આપી પસાર થાય ત્યાંસુધી, ફાર્બસ સાહેબને રાખવામાં આવ્યા. વિદ્યા ગ્રહણ કરી લેવાની શક્તિ તેનામાં અસાધારણ હતી. થોડાકજ માસમાં હિંદુસ્થાની ભાષા શીખી લીધી. તા૦ ૧૦ મી જાન્યુઆરી સન ૧૮૪૪ માં પરીક્ષામાં પાસ થયા. હાલમાં આપણી ધારા બાંધનાર અને ચલાવનાર મંડળીના સભાસદ ધી. આનરેબલ. બી. એમ એલિસ એ પરીક્ષામાં આપણા ફાર્બસની સાથે હતા. એ બને

ગૃહસ્થો એવી સારી રીતે પરીક્ષામાં પાસ થયા કે તેવિષે તા૦ ૧૭ મી જાન્યુઆરી સ૦ ૧૮૪૪ ના બામ્બે ગવર્નમેન્ટ ગાઝેટમાં સરકાર તરફથી લખવામાં આવ્યું છે કે—

"ધી ગવર્નર ઈન કૌન્સિલ ધારેછે કે, આ પરીક્ષાનો પરિણામ મે૦ ફાર્બસ અને એલિસને બહુ કીર્ત્તિકર છે. હિંદુસ્થાનમાં આવ્યા પછી ફાર્બસ બે માસની અંદર અને એલિસ એક માસની અંદર પાસ થયા છે"

પરીક્ષામાં પાસ થયા પછી ત્રીજેજ દિવસે અહંમદનગરના ત્રીજા આસિસ્ટન્ટ કલેક્ટરની જગ્યા મિ૦ ફાર્બસને આપી. ત્યારપછી તા૦ ૧૦ મી અકટોબર સ૦ ૧૮૪૪ ને દિને તેણે મહારાષ્ટ્ર ભાષાની પરીક્ષા આપી. તા૦ ૮મી નોવેમ્બર ૧૮૪૪ માં ખાનદેશના બીજા આસિસ્ટન્ટ કલેક્ટર નિમાયા. પછી તા૦ ૬ ઠી એપ્રિલ સ૦ ૧૮૪૬ માં સદરઅદાલતના આકટિંગ ડેપ્યુટી રેજિસ્ટ્રાર અને તેને ત્રીજેજ દિવસે એટલે તા૦ ૮મી ને દિને અમદાવાદના આસિસ્ટન્ટ જજ (સહાયકારી ન્યાયાધિશ) નું પદ મળ્યું, પણ તેજ વર્ષના નોવેમ્બર માસસુધી ડેપ્યુટી રેજિસ્ટ્રારનું કામ ચલાવવા તેમને રાખ્યા હતા.

સન ૧૮૪૬ ના નોવેમ્બર માસમાં ફાર્બસનાં અમદાવાદમાં ચરણ થયાં. ગુજરાતના ભાગ્યોદયનો અવતાર થયો તે એજ સમયમાં એમ કહિયે તો ચાલે.

ગુર્જરત્રા અથવા ગુર્જરાષ્ટ્ર—'ભરત ખંડની દુજણી ગાય;' ગુર્જરાષ્ટ્ર—ઈશ્વર લીલાની એક વાડી; ગુર્જરાષ્ટ્ર—જેના થોડાંજ વર્ષો ઉપર મહા પ્રતાપી વનરાજ, ક્ષત્રી કુલદીપક ભીમ દેવ, અને સિદ્ધરાજ જેવા મહા કીર્ત્તિવાન રાજાધિરાજો સ્વામી હતા; ગુર્જરાષ્ટ્ર—જેમાં સોમનાથ જેવું જગત વિખ્યાત દેવાળય એક સમયે આખા જગતનું ચિત્ત ખેંચતું; ગુર્જરાષ્ટ્ર- જેમાંના ક્ષત્રી રજપૂતો, એક સમયે ક્ષત્રીધર્મ યથાર્થ સમજી, કીર્ત્તિના દેહ પામવા જયના કુંડ આગળ સર્વસ્વ મહા

પ્રેમથી અર્પણ કરતા; આ ક્ષણિક સ્થુલ દેહ કરતાં અમર યશદેહને નિષ્કલંક રાખવાનું ધ્યાન જેમને સદાકાલ લાગી રહ્યું હતું; જે શૂરવીર રાજપૂત્રોના છત્રની છાયા નીચેનાં નિશાન ડંકાયે સુભટોના કાનમાં કેટલાંક વર્ષ સુધીતો "જય જય જય" વિના અન્ય શબ્દજ પડવા દિધેલા નહિ, અને જેઓએ વિમુખ એ શબ્દ જાણેલો નહિ; કાળ ધર્મથી અસ્ત પામતાં પણ જે સુવંશના કિરણ રાજાએ ક્ષત્રીધર્મના સર્વ અંશ પોતામાં દર્શાવેલા, દુર્દૈવે અંતે અજય અને વિનાશ થયો તથાપિ તેના અંતરપટમાં જે ક્ષત્રી વંશના શૌર્યાદિ પુરૂષાર્થનાં, તેજ ક્ષીણ થઈ શાન્તિ પામતાં, પણ લોહી વર્ણું લાલ ઉષ્ણ કિરણો, દેશાભિમાની મર્મજ્ઞ દેશિયો અને અનુકંપાવાન ઉદાર પરદેશિયોનાં મનને અદ્યાપિ પર્યંત ઐદાત્મક આનંદ આપેછે, તે ક્ષત્રિયોનાં જ્યાં સન ૧૩૦૦ સુધી રાજ્ય હતાં; અને પછી જે ગુજરાતમાં અંધારૂ થયું એવો ગુર્જરાષ્ટ્ર દેશ. જે અંધકારના કાળમાં, સદ્‌ગુણ માત્ર ઉપર ત્રાસદાયક બળાત્કારના ઘા પડતા તે રૂઝવા વેળાજ આવતી નહિ. જે અંધકારના રાજ્યમાં મનુષ્ય પ્રાણીને સાર્થકકરનાર ગુણો અથવા જે ગુણોથી મનુષ્યપ્રાણી અવર પ્રાણીથી ઓળખાઈ મનુષ્ય કેહેવાય છે, એવા ગુણો ઉપર દુઃસહ ભાર આવી પડ્યો તેથી પાંચસે ઉપર વર્ષ લગી ચગદાઈ રહ્યા હતા, તે અંધકારનો અંત આવવાની ક્રિયાઓનો આરંભ ચાલ્યો તેવી સંધીમાં આપણા પ્રાર્બસ સાહેબનું અમદાવાદમાં પધારવું થયું.

ગાયકવાડ અને પેશવાની વારા ફરતી ચડતી પડતી ગુજરાતમાં થતી, તેમ તેમ તેઓ ગુજરાતને પોતાના વારામાં ચુસતાઃ ગુજરાત એક અને તેને ચુસનાર જમ જેવા બે. એટલે ગુજરાતની દુર્દશામાં શી બાકી! સન૧૮૧૮સુધી ગુજરાતવાસીથી નિર્મલ વસ્ત્ર પેહેરાતાં નહિ તો નિર્મલ મનની તો આશાજ શી. કોઈને ઉજલો દીઠો તો ચાડિયા તૈયાર હતા. તેઓ ચાડી ખાય અને તે પ્રમાણે મૂર્ખ રાજાના મૂર્ખ સરદારો તેને લુંટે. ધન નામ ધરનારા સર્વે પદાર્થોને પૃથિવીમાં ડટાઈ રેહેવું પડતું હતું. ત્યાં

પૃથિવીના અંગમાં અંતાઈ રેહેતો ક્ષય, પોતાનું પરિપૂર્ણ બળ ચલાવી પૃથિવીને સ્વાધીન થયેલા ધનનો નાશ કરતો. તે કાળમાં સઘલુ વિપરીતજ દીઠામાં આવતું. લક્ષ્મી— અંતરમાં મલીન પણ ઉપરથી પ્રકાશી સર્વનાં મનહરણ કરી ફાંફાં મરાવે છે તે ઉપર પણ મલીન રેહેતી. તેની તો અમે દરકાર નથી રાખતા, પરંતુ વિદ્યા ધન- સરસ્વતિ જે ઉજ્વલ પ્રકાશ માન કાન્તિની અને સદા હંસ સંગે સ્વતંત્ર રેહેનાર—તેની પણ વિપરીત દશા તે કાળે હતી. સરસ્વતિ બંધનમાં બંધાઈ ભૂયરાં રૂપી બંધીખાનામાં પડેલી! જેને સુગડ પંડિતો સેવે તેને કનિષ્ટ ઉધ્ધઈયોએ સેવવા માંડેલી! ગુજરાતમાં જ્યાં ત્યાં અક્ષર- શત્રુ વિના બીજું કોઈ દીઠામાંજ આવે નહિ. દુષ્ટ બિલાડા જેવા રાજાના કાર્યભારિયોના ત્રાસથી પ્રજા ઉંદરની પેઠે પોતાના દરમાંજ ભરાઈ બેસી રેહે. જ્યાં ત્યાં બલાત્કાર, અન્યાય, અનીતિ, વ્યભિચાર, આદિ દુર્ગુણનો પરિવાર માહાલી રહેલો. અરે! ઈતિહાસમાં વાંચતાં, અને કોઈ ઘરડા માણસનાથી સાંભળતાં આજ પણ કમકમી આવે છે એવી અવસ્થામાં ગુજરાત પચી રહ્યું હતું. એવા અંધકારમાં સન ૧૮૦૦ ની સાળથી કહિં કહિં કીરણ પડવા માંડ્યાં. અને સન ૧૮૧૮ માં આપણું ઈંગ્રેજી રાજ્ય થયું, અને અંધકાર ખસવા માંડયો. એજ સંધીમાં ફાર્બસ સાહેબ ત્યાં આવ્યા. ગુજરાતની વાડી જંગલી રાજાના કાર્યભારિયોથી ભેલાડી મુકાઈ હતી. ઘણાં વર્ષસુધી ગુજરાત ક્ષેત્ર વાવેતર વિનાનું પડી રહી અધિક ફળ આપે એવું થયું હતું. તે સમયમાં ફાર્બસ જેવા ‘ માળી ’ નું ત્યાં આવવું થયું.

ફાર્બસ સાહેબ વિદ્યામાં અને કળામાં ઉભયમાં કુશળ હતા. વિદ્યાનો પ્રકાશ કળાઉપર અને કળાનો પ્રકાશ વિદ્યાઉપર નાંખી, ઉભયના સાધનથી પ્રકટતા સિદ્ધાંતો કરવા ફાર્બસ સાહેબ સમર્થ હતા. ગુજરાતનાં ભવ્ય શિલ્પ કામ જોઈ તેમને લાગ્યું કે કોઈ પૂર્વે થઈ ગયેલા પ્રતાપી લોકના મહિમાનાં આ અવાચિક ચિન્હ છે. પોતે કુલીન તેથી કુલીન ચિન્હવાન પણ દીન થઈ ગયેલા ગુજરાતની તેને અંતઃકરણથી દયા આવી.

દુહો.

કરનલ ટાડ કુલીન વિણ, ક્ષત્રી—યશ ક્ષય થાત;
ફાર્બસ સમ સાધન વિના, નવ ઉધરત ગુજરાત.

કળાઉપર વિદ્યાનું તેજ ( ગર્મી અને પ્રકાશ ) પાડી તેને વાચાળ કરવાનો ફાર્બસે નિશ્ચય કર્યો. એ હેતુથી દેશી વિદ્યાનો શોધ કરવા માંડ્યો. પ્રથમ રા. ભોગીલાળ માસ્તર પાસે શીખવા માંડ્યું. તેમાં રૂચી લગ્યાથી વિશેષ અભ્યાસ કરવાસારૂ રા. ભોળાનાથ સારાભાઈની ભલામણ ઉપરથી ક૦ દલપત્તરામને સ. ૧૮૪૮ ના નવેમ્બર માસમાં પોતાની પાસે તેડાવ્યા. સરકારી કામ કરતાં અવકાશ મલતો તે સઘળો વિદ્યાભ્યાસ કરવામાં ગાળતા. ગુજરાતનો પૂર્વનો મહિમા તેના જાણવામાં આવવા માંડ્યો તેમ તેમ, તેને ગુજરાત ઉપર અધિક અધિક અનુંકંપા અને પ્રીતિ થવા માંડી. તેનું પરિણામ એ થયું કે ગુજરાતનું કલ્યાણ કરવામાં તેણે પોતાનું તન મન અને ધન અર્પણ કર્યું. હસ્તલેખના શોધ અને સંગ્રહ થવા માંડ્યા. ખુણે ખોચલે ભરાઈ રહેલા ભાટ ચારણદિ કવિયોને શોધવાના પ્રયત્ન ચાલ્યા. માન વેલીનાં મુળિયાં સુકાઈ જતાં જતાં કોઈ રહી ગયેલા કવિલોકને પણ આમંત્રણ- જળ જઈ પોહોચ્યું. કવિયોને આદર સત્કાર થવા માંડ્યો. દેશી રાજ્યમાં કવિયોનાં ગ્રાહક ના રહ્યાં તેથી તે ઉચ્ચ વર્ગ નીચ થઈ ક્ષય પામ્યો હતો. કોઈ કોઈ કાંગરુની પેઠે રહી ગયેલા તેઓ પાછા ગર્જના કરી ઉઠ્યા અને ફાર્બસને ભોજની ઉપમા આપવા લાગ્યા. અને કેહેવા લાગ્યા કે,—

"કરેલ કીર્ત્તિ મેર, દુનિયામાં તે દેખવા
ફાર્બસ રૂપે ફેર, ભોજ પધાર્યો ભૂમિમાં"

કવિયોની વાસના શક્તિ ( Imaginative Power ) અથવા કલ્પના શક્તિમાં પાછો જરા જરા જીવ આવવા માંડ્યો. તેઓએ કંઈ કંઈ કલ્પનાઓ કરવા માંડી. એક કવિ ઉધેઈ ( પુસ્તકોને ખાઈ જનાર કીડા ) ને કેહેછે—

"કુરથા પુસ્તક કાપિને, એનો નકરીશ અસ્ત
ફરતો ફરતો ફાર્બસ, ગ્રાહક માન્યો ગૃહસ્થ"

એ પ્રમાણે ગુજરાતમાં થઈ રહ્યું. આગળનાં રાજ્યના ત્રાસદાયક બલાત્કાર દૂર થયા તેથી લોકો જંપી નીરાંતે બેસવા લાગ્યા. તેઓને સર્વ નવું નવું લાગવા માંડ્યું. ક્યાં જંગલી મૂર્ખ સ્વછંદી સરદારોનો અન્યાય! અને ક્યાં વિદ્વાન, સુજ્ઞ, અને વિવેકી ફાર્બસ જેવા અધિકારિયોનો ન્યાય! ક્યાં પેહેલાંનો દુઃખદ ત્રાસ! અને ક્યાં બીજાની સુખદ માયા! જાણે નવા વાતાવરણમાં આવ્યા હોય એવું લોકોને લાગવા માંડ્યું. શાન્તિનો પરિવાર — વિદ્યા, જ્ઞાન, કલાકૌશલ્ય, સંસારિક સુખ આદિ વધવા માંડ્યું. ફાર્બસ સાહેબ એ બધી સુખદ સામગ્રી વધારવામાં એક મુખ્ય સાધન થઈ પડ્યા. સ્વદેશનો જે સાધનથી ઉત્કર્ષ થયો હતો, તેવાંજ સાધનનાં બીજ ગુજરાતમાં પોતે રોપવાનો આરંભ કર્યો. કર્નલ ફુલજેમ્સ, કરનલ વાલેસ, અને રેવરેન્ડ પીરીટ આદિ ગૃહસ્થોને સામીલ રાખી પ્રથમ સન ૧૮૪૮ માં ગુજરાત-વર્નાક્યુલર- સોસાઈટી સ્થાપી. તેણે ગુજરાતમાં વિદ્યાવૃદ્ધિસારૂ આજસુધીમાં કેટલું બધું કર્યું છે તે કોઈનું અજાણ્યું નથી, એટલે તેવિષે વિશેષ લખવાની અત્રે અગત્ય નથી. એજ સોસાઈટીના સંબંધમાં સન ૧૮૪૯ માં પુસ્તકશાળાનું સ્થાપન ગુજરાતમાં પ્રથમજ અમદાવાદમાં ભદ્રના દરવાજાઉપર થયું. વર્ત્તમાનપત્ર જે આજ કાલ આખી પૃથિવી ઉપરના સુધારાનું મુખ્ય અને મહા બલવાન સાધન ગણાય છે; જે રાજાનો સબળ શિક્ષક અને પ્રજાની રક્ષક ઢાલ ગણાય છે; જે સ્વતંત્રતાનું અનુપમ વાહન ગણાય છે; અને જેની સત્તા આપણા રાજાના દેશમાં એટલી બધી છે કે તે રાજકર્ત્તાથી પણ શિરોમણી ગણાય છે, તેવું વર્તમાનપત્ર તો નહિ, પણ તેની છાયા ગુજરાતમાં પ્રથમ ફાર્બસ સાહેબથી લોકે દીઠી. એક વારપત્ર (Weekly Paper ) પ્રત્યેક બુધવારે ફાર્બસની સહાયતાથી નિસરવા માંડ્યું. તે બુધવારે નિસરતું તેથી ગુજરાતમાં વર્ત-

માન પત્રોને લોકો હજી ખુશ્વારિયાને નામે ઓળખે છે. વિલાયતમાં જેવી સત્તાથી પત્રો પ્રકટ થાય છે, અને જેવો તે પત્રોનો ભાર છે, તેની તુલના કરે એવાં પત્ર હજી પણ આપણા દેશમાં નથી, તો આરંભમાં તો આશાજ શી ! તથાપિ પ્રથમ સર્વે બીજ વેરવાં જોઈયે તેમાં એ બીજ વેરવામાંએ ફ્રાર્બસ સાહેબ ચૂકયા ન હતા. વર્તમાન પત્રનો મુખ્ય ધર્મ રાજાને જાગૃત રાખવાનો છે. ફ્રાર્બસસાહેબ રાજવર્ગમાં હતા, પણ જે સમયે વર્તમાનપત્ર લખાવવાનું કામ કરતા, તે સમયે પ્રજાવર્ગમાં આવી રાજાના તેજમાં ન તણાતાં, પોતાનો ધર્મ નિષ્પક્ષપાતથી યથાર્થ રીતે બજાવતા. રાજવર્ગના સર્વે અધિકારિયો ફ્રાર્બસ જેવા ઉદાર હોવા દુર્લભજ. વિલાયતમાં નથી તો આપણા દેશમાં તો આશાજ શાની. વર્તમાનપત્રમાં એક બે વિષય રાજ્યકર્ત્તા ઉંચા અધિકારી વર્ગને પ્રતિકૂલ લાગે એવા આવ્યા. તેની જાગૃત કરે એવી વાસના સદર અદાલતના ન્યાયાધિશોસુધી ગઈ, તેથી તેઓ ચમકયા. તેમણે જાણ્યું કે કોઈ પ્રતાપી સૂત્રધાર પટાંતરમાં છે, તેથી તેમણે તાત્કાલ સર્કયુલર કાહાડ્યો કે "સરકારી નોકરે વર્તમાન પત્રના કામથી દૂર રેહેવું" ફ્રાર્બસ સાહબને "કનિષ્ટ સેવા" કેહેવાય છે તેનો અનુભવ તે વેળા યથાર્થ થયો હશે. ફ્રાર્બસને પોતાના મનના માન્યા કામથી દૂર થવું પડ્યું. સોસાઈટીના મંત્રીનું કામ ડાકટર. સીવર્ડને સોંપ્યું. સોસાઇટિયે નિશાળ પણ સ્થાપી હતી. તે નિશાળમાં ડાકટર સીવર્ડે પોતાના એક ઢેડ ચાકરનો છોકરો પોતાની ચીઠી સાથે મોકલ્યો. મેહેતાજિયે ડાકટર પાસે જઈને કહ્યું કે એથી ભારે હાની થશે. બીજા નિશાળિયા ઉઠી જશે. પણ કેટલાક અંગ્રેજો આપણી રીતભાતથી કેવળ અજાણ્યા હોય છે. તેઓ ધીરતા રાખીને માનસિક શાસ્ત્ર શીખ્યાનો ઉપયોગ કરી સામાના મનોભાવ જોવા રેહેતા નથી. પોતાના મતથી વિરૂદ્ધ તે ખોટું માની પ્રતિપક્ષીના ઉપર કોપાયમાન થાયછે. ડાકટર સીવર્ડે

તેમજ કર્યું. મેહેતાજીને મૂર્ખ ગણીકાહાડી તેને કાહાડી મુકવાની ધમકી આપી. કોને શરણ જવું તે મેહેતાજી જાણતો હતો. ફાર્બસ સાહેબના ગુણ સર્વના જાણ્યામાં હતા, તેથી તાત્કાલ ત્યાં ગયો. વિવેકી અને *ક્ષમાવાન પુરૂષની બલીહારી છે. મેહેતાજિયે ફાર્બસસાહેબ આગળ માંડીને વાત કરી. અન્યોઅન્યના વિચારથી અજ્ઞાન એવા બન્ને જણ વચ્ચે થયેલી કેવળ તુચ્છ વાર્તાએ ભારે રૂપ ધર્યું છે જાણી, વિચારવાન ફાર્બસ સાહેબને બહુજ હસવું આવ્યું. પછી ડાક્ટર સીવર્ડના ઊપર એક પત્રિકા લખી તેમાં લખ્યું છે કે ' આ દેશમાં એવું થવાને હજી બસેં વર્ષની અવકાશ જોઈયે, હાલમાં એવું બની શકવાનું નથી.' ઈત્યાદિ લખ્યું તેથી ડા. સીવર્ડનો ક્રોધ શાન્ત થયો.

તા૦ ૨૨ મી નોવેમ્બર સન. ૧૮૪૯ થી તા૦ ૨ જી જાન્યુઆરી સ૦ ૧૮૫૦ સુધી જજ અને સેસ્શનજજનું કામ ફાર્બસસાહેબે અમદાવાદમાં ચલાવ્યું. પછી તા૦ ૧૫ મી એપ્રિલ સન ૧૮૫૦ માં સુરતના આસિસ્ટન્ટ જજ અને સેસ્શન જજ થયા. ત્યાંસુધી પોતે અમદાવાદ રહ્યા ત્યાંસુધીમાં ત્યાં અત્યુપયોગી વિદ્યા કળાનાં બીજ નાંખી તેનાં અંકુર ફૂટેલાં જોયાં. ગુજરાતની પૃથિવી રસાલ દીઠી. સુરતમાં આવ્યા ત્યાં પણ એ પરોપકારી ગૃહસ્થે પ્રજાને સુખદાતા પ્રયત્ન ચાલતો રાખ્યો. સુરતમાં એક "સુરત અષ્ટાવીશી સોસાઈટી" ઉભી કરી પોતે તેના મંત્રી થયા. તે સભાને અંગે વિચાર અને સ્વતંત્રતાનું વાહન જે વર્ત્તમાનપત્ર તે કાહાડવાનો નિશ્ચય કર્યો. રા. મુકુંદરાય મણિરાય- હાલ વઢવાણમાં એકસ્ટ્રા-આસિસ્ટન્ટ પોલિટિકલ એજન્ટ *છે તેમને અધિપતિ ઠરાવી " સુરત સમાચાર" નામનું એક પત્ર પ્રકટ કરાવ્યું. હિતૈષી માતાપિતાદિ સંબંધિયો પોતાનાં બાલકને ઢીંગલાં પુતલાં આપી રમત સાથે સંસારની રીતિ ભાતિમાં પલોટાવવા, શિખવેછે, તેજરીતે ફાર્બસે અમદાવાદ અને સુરતમાં કર્યું. અનુભ-

---

* એ લખ્યા પછી તેઓ સુરતના પ્રિન્સિપાળ સદરઅમીન થયા છે,

વિનાનાં બાલક બહુ ઠોકરો ખાયજ, કેટલાક વાંઝિયા અદેખા લોકોથી પેલાં નિરદોષ બાલકોને સહજ નિર્જીવ પદાર્થથી કલોલ પામતાં જોઈને ખમાય નહિ, તેથી તેમનાઉપર કમળાવાળી ક્રૂર દૃષ્ટિથી જોયાં કરે, અને તેમની અલ્પ ભૂલનો પણ લાભ લઈ તેમને દુઃખી કરવા ધારે, એમાં કાઈ અશ્ચર્ય નથી. તેમની ઝેરી પ્રકૃતિનું એ સ્વાભાવિક ફળછે. સુરતમાં એસમયે એજ પ્રકારે હતું. પ્રાર્બસ જેવા કોમળ હૃદયના ઉદાર ગૃહસ્થો કેટલાક હતા, તે આપણા દેશિયોને ભવિષ્ય કાળમાં કરતવ્ય કામ ઢીંગલાં પુતળાંથી શીખવવાસાર ન્હાની ન્હાની સભાઓ, વર્તમાનપત્રો, પુસ્તકશાળાઓ, નિશાળો આદિ કઢાવતા. કઠોર મનના સ્વાર્થિ પ્રાણિયોને તે ગમતું નહિ. તેથી સુરતમાં બે પક્ષ થયા. દ્વેશી પક્ષવાળા છિદ્રો શોધ્યાં કરતા હતા. તેઓએ ‘ સુરત સમાચારના ’ અધિપતિ રા૦ મુકુંદરાયના ઉપર એક તુચ્છ અપરાધ મૂક્યો અને કામ ચલાવ્યું. પ્રાર્બસ સાહેબ કુલીન હતા. પોતાના આશ્રિતોઉપર મમતા રાખવી એ કુલીન પુરૂષોનો મૂળથીજ સ્વભાવ હોયછે; તેમાં આવેળાતો ધર્મપક્ષ હતો. પ્રાર્બસસાહેબે સર્વ પ્રકારનો આશ્રય રા૦ મુકુંદરાયને આપ્યો. તેથી તે નિરઅપરાધિ, શિક્ષામાંથી વંચી ગયા. રા૦ મુકુંદરાય પોતાના ઉપકૃત થયેલા હૃદયથી આજ પણ લખેછે કે “ તેસમય પ્રમાણે મારાઉપર કામ ચાલ્યું. તે કામ પોતાનાઉપર ચાલતું હોય એવી મિ. પ્રાર્બસને કાળજી હતી. * * * એરીતની તેમની કાળજીથી આખર સત્ય હતું તે તરી આવ્યું, ને પ્રપંચી અમલદારો વગર અપરાધે કુટી મારવાની પેરવી કરેછે તે ચાલી શકી નહિ. ”

સુરતમાં ‘ એન્ડ્રુસ પુસ્તક શાળા ’ સ્થપાઈ તે પણ પ્રાર્બસસાહેબના જ પ્રતાપ. એ પ્રકારે સ્વસંબંધના કામ ઉદારતાથી કરતા એટલુંજ નહિ પણ રાજ્યસંબંધનાં કામ પણ પ્રજાને સમજણ આવી અરસપરસ રાજા પ્રજાને પ્રીતિ વધે એ રીતે કરતા. શેહેર સુધરાઈ વિષેનો સન ૧૮૫૦ નો ૨૬ મો આક્ટ સુરતમાં ચલાવવા સારૂ સરકારે નિશ્ચય કર્યો. પૂર્વેનાં

રાજ્યની જગાત લેવાની રીતથી લોકો ત્રાશી, અંગ્રેજના રાજ્યમાં નિરાંતમાં બેઠા હતા, તેમણે પાછી જગાતનું નામ સાંભળ્યું એટલે તેઓ બીની ઉઠ્યા, અને કાઉવાઉ કરવા માંડ્યું. ફાર્બસ સાહેબના યોગ્ય સ્વભાવની વાત સરકારના કાન સુધી જઈ પોહોંચી હતી, તેથી કંઈ નવું કામ કરતાં પ્રજાને પ્રસન્ન રાખી કામ કરવા ફાર્બસ જેવો બીજો યોગ્ય અધિકારી મળવો દુર્લભ છે; એવું સમજી સન ૧૮૫૧ માં ફાર્બસસાહેબનેજ એ શેહેર સુધારાઈના અધિકારી નીમ્યા. તેઓએ યથાર્થ રીતે કામ કરયું. ક. દલપતરામ તથા રા. દુર્ગારામ મેહેતાજીને એ ધારાનો આશય સમજાવી, બીજા લોકોને સમજુત આપવાનું કામ સોંપ્યું. પોતે પણ તેમની સાથે જઈ, શેરિયે શેરિયે ઉભા રહી, લોકોને સમજાવતા. સત્કારપૂર્વક મધુર વચનથી લોકોના મનમાંથી ભયનો ભાર જતો રેહેતો અને તેમના મનનું સમાધાન થતું. કેટલાક અવિચારી અજ્ઞાની લોકો વગર સમજે ધુંધાટ કરી મૂકતા, અને ગમે તે ગમે તે બકતા, પણ તેથી મહાન્ મનના ફાર્બસને કદિ કોપ ચડતો નહિ, એટલુંજ નહિ પણ ઉલટા પોતે હસતા અને અજ્ઞાનિયોઉપર વિશેષ કૃપા દૃષ્ટિથી જોતા હતા. એક રાજ્યાધિકારીની આવી સારી વર્ત્તણુંકથી, પ્રજાની રાજા ઉપર કેટલી ભક્તિ અને કેટલો વિશ્વાસ થાયછે, તે સહજ સમજાશે. સુરતના લોકોએ ખુશીથી અભિપ્રાય આપ્યા કે અમારા નગરમાં એ ધારો ચલાવો. વિરૂદ્ધ બોલી તોફાન કરી હાંશી કરવાને આવેલા અજ્ઞાની લોકો પણ પોતાનો ધારેલો હેતુ ભૂલી જઈ, પાછા વલતાં બોલતા કે 'આતો સાહેબ કંઈ અવરજ છે. એમના જેવું તો અમે કોઈ માણસ દીઠું નથી. આતો પ્રજાના માબાપ જેવા છે.' એ પ્રમાણે પ્રજા રાજી રહીઃ અને રાજા પણ પ્રસન્ન થયા. તારીખ ૩ જી જુલાઈ સન ૧૮૫૧ નં. ૨૨૭૧ નો એક પત્ર લખી સરકારે પણ ફાર્બસ સાહેબનો, એ સૂક્ષ્મ કામ ઉત્તમ રીતે કરી, આખા પશ્ચિમ પ્રાન્તમાં પ્રથમજ સુરતમાં એ ધારો લાગુ કરયો માટે, ભારી આભાર માન્યો.

તા૦ ૧ લી મે સ૦ ૧૮૫૧ માં અમદાવાદના પેહેલા આસિસ્ટન્ટ કલેક્ટર અને માજીસ્ટ્રેટ નીમાયા; અને તેજ વર્ષના જુલાઈ માસમાં ધોલકા અને વિરમગામ એ બે પ્રગણાં એમને સ્વાધીન થયાં, પછી સન ૧૮૫૨ ના આગસ્ટ માસમાં મહીકાંઠાના પોલિટિકલ એજન્ટની જગ્યો ફાર્બસને મળી. સન ૧૮૫૩ ના જુનમાસમાં અમદાવાદના આક્ટીંગ જજ્જ અને સેસ્શન જજ્જ ઠર્યા.

અમદાવાદમાં પ્રથમ પગ મૂકયો ત્યાંથીજ હસ્તલિખિત ગ્રંથનો શોધ ચાલુ હતો. પ્રાકૃત મહા કવિ ચંદનો પૃથ્વિરાજરાસ મળવો દુર્લભ હતો. તેનેવાસ્તે સાણંદ, વિજાપૂર આદિ ગામોમાં ઘણી શોધ કરાવી. જ્યાં તે છે, એવા સમાચાર સાંભળતા ત્યાં માણસો મોકલતા પણ કહિંથી આખુ પુસ્તક હાથમાં આવ્યું નહિ. મુંબઈની-રોયલ-એશિયાટિક સોસાઈટીની શાખામાં એ પુસ્તક છે એવું સાંભળ્યાથી ત્યાંનું પુસ્તક પણ મંગાવ્યું. તે પણ સંપૂર્ણ નહોતું. પછી સાંભળવામાં આવ્યું કે બુંદીકોટાના રાજાપાસે એ પૃથ્વિરાજરાસનું આખું પુસ્તકછે તેથી ત્યાંના રેસિડેન્ટની વગ પોહોંચાડી તે પુસ્તક મહાપ્રયત્નથી મંગાવ્યું. તે પુસ્તક પણ આધું આવ્યું. તેની પ્રત ઊતરાવી. તે આખું પુસ્તક આશરે એંશી હજાર સ્લોક પૂરછે. પુસ્તક મંગાવતાં રૂ ૧૧૦) તો માત્ર ટપાલ ખર્ચના થયા. એ દુર્લભ ગ્રંથ ઘણાં નાણાં ખરચી લખાવી લીધોછે. તે હાલ મુંબઈમાં "ફાર્બસ ગુજરાતીસભાના" સ્વાધીનમાં મુંબઇના પુરાલયમાં (ટાઉન હાલમાં) છે.

બીજાં પણ સંસ્કૃત, ગુજરાતી અને ગ્રીજ ભાષાનાં પુસ્તકોનો શોધ અને સંગ્રહ કરવા ઘણો શ્રમ લીધો જણાયછે. આપણા અજ્ઞાની લોકો પોતાની સમૃદ્ધિનો ઉપભોગ કરી શકતાએ નથી, અને તેના ભોગીને ઉપભોગ કરવા દેતાએ નથી. પોતાના પૂર્વજોએ અમૂલ્ય પુસ્તકો ગુંથ્યાં હોય, કે સંગર્યાં હોય, તેનો નાશ થઈ જાય તે હા, પણ તેનો કોઈ ઉદ્ધાર કરનાર પુરૂષ મળે, ને તેને પ્રકાશમાં લાવ વાનું કેહે,

તો તે મુર્ખાંઓ માને નહિ. ફાર્બસસાહેબ પુસ્તકનું નામ જાણે, અને તે ઉપયોગનુંછે એવું તેને લાગે, એટલે તેના સંગ્રહસારૂ અનેક યુક્તિયો અને પ્રયત્ન કરતા, વગલગાડતા, ધન આપતા, અને પોતે જાતે સામાને ઘેર જઈ યાચના કરતા, પણ ધારેલું પુસ્તક મેળવતા. પાટણમાં પુસ્તકોના ભવ્ય ભંડારછે એવું તેમના જાણવામાં હતું. તેમાંથી પુસ્તકો મંગાવવા બહુ ઉપાય કર્યા, પણ તે નિષ્ફળ થયા ત્યારે પોતે પિંડે ત્યાં ગયા; શોધ કરતાં પુનમિયા ગચ્છ અને સાગર ગચ્છના બે અપાશરા મુખ્ય જણાયા. સાહેબ પોતે છડી અશ્વારિયે અપાશરાના શ્રીપુજ્યપાસે ગયા. નમ્રતા અને અમૃત જેવાં મધુર વચનથી શું અસાધ્યછે ? સાહેબને ખુરશી આપવા માંડી પણ દેવસ્થાનને માન આપી ખુરશિયે નાબેસતાં એક ચાકળાઉપર લાંબે પગે બેઠા; સાહેબે શ્રીપુજ્યોને વસ્ત્ર આપ્યાં અને મધુર વાણીથી તેમને રૂચે એવી વાતો કરી. બન્ને ઉપાશરાના શ્રીપૂજ્યો પ્રસન્ન થઈ ગયા. પછી સાહેબે પુસ્તકોનાં નામની ટીપ માગી. તેમણે એક ડાબલાનાં પુસ્તકોની ટીપ આપી, તેમાં આશરે ૫૦૦ પુસ્તકોનાં નામ હતાં. પુસ્તકો બહુ ઉપયોગી હતાં, પણ સાહેબે જાણ્યું કે વધારે માગીશ તો લોભ જેવું લાગશે, તેથી અત્યુપયોગી દ્વાશ્રય નામનું પુસ્તક માત્ર માગ્યું. શ્રીપૂજ્યોએ આનાકાની તો કરી, પણ અંતે લખાવી લેવા દેવાની હા કહી. તે પ્રમાણે અપાશરામાં લેખ્યક બેસારી ઉતારી લેવરાવ્યું. તે એક સાગરગચ્છના અપાશરામાંજ માત્ર ૩૫૦૦૦ પુસ્તકો છે! અરે ભરતખંડની અમર કીર્તિકર અમુલ્ય ધન સરસ્વતિ ! તારી દશા આવી હોવીના જોઈયે. પણ કોણ જાણે કિયા જન્મનાં પાપ તને નડતાં હશે ! તેં વચ્ચે અમને છેહ દીધો, તે પાપ કદિ નડતું હોયતો અમે ઈશ્વરની ત્રાતાશક્તિપાસે અંતઃકરણથી માગિયે છિયે કે તે પાપમાંથી તને તે તત્કાળ મુકત કરો; અને તને પ્રકટ કરનારનાજ વંશમાં કુલદીપક પુત્રો થાઓ ; અને તને તે બંધન મુક્ત કરી સત્વર પ્રકાશમાં લાવો. તથાસ્તુ.

પાટણમાં બીજા પુસ્તક ભંડાર છે તેપણ સાહેબે જોયા હતા. સર્વ કર-તાં એક મહાન ભવ્ય અને અસંખ્ય પુસ્તકનો ભંડાર જયપુરના રાજદ્વાર-માંછે—જે જયપૂરમાં આર્યવંશના રાજા પૂર્વેથી અદ્યાપિ પર્યંત એક ક્રમે રાજ્ય કરેછે, જે જયપૂરના પૂર્વેના રાજા વિદ્યાના પ્રેમી અને લોભી હ-તા,જે જયપૂરમાં સરસ્વતિના શત્રુ મુસલમાનોથી કદિ અવાયું નથી,એટલે પુસ્તકોનો નાશપણ થયો નથી, તે જયપૂરના રાજદ્વારમાનો પુસ્તકભંડાર, અને તેવાજ કાશમીરઅને નેપાળના પુસ્તક ભંડાર મિ૦ફાર્બસના જોવા-માં આવ્યા હોય એવું લાગતું નથી. બાકી ગુજરાતમાં ખંભાત, વડોદરા અને અમદાવાદના ભંડારો થોડા ઘણા સાહેબે જોયા હોય એમ લાગે છે. તેમણે મુખ્ય કરીને ઈતિહાસ સંબંધી પુસ્તકોનો પોતાની પાસે સં-ગ્રહ કરયો છે. તેમાં પ્રબંધચિંતા મણી, ભોજપ્રબંધ, પૃથિરાજરાસ, કુમા-રપાલરાસ, દ્વાશ્રય, રત્નમાળા, પ્રવીણ સાગર, જગદેવપરમાર, બાળી-વિલાસ, શ્રીપાળરાસ, કેસરરાસ, હમીર પ્રબંધ, આદિ મુખ્ય છે. તે સઘ-ળાને વાંચી તેનો રાસમાળામાં સારો ઉપયોગ કરયો છે.

અમુક જીર્ણ અને છિન્ન ભિન્ન થઈ ગયેલાં સ્થાન, અથવા રીત ભાત અને 'સાપ જઇ રહેલા શેવડા' સાહેબના જોવામાં આવતા કે, તત્કાલ એક કવિના જેટલી કલ્પનાઓ તેના મનમાં ઉત્પન્ન થતી, અને ભારે ઉત્કંઠાથી તેનો મહિમા શોધી કાહાડવા પાછળ મંડતા. શિલ્પ કળામાં પોતે પ્રથમ અભ્યાસ કરેલો તેથી પ્રવીણ હતા. કોઇ પણ દેશના પૂર્વેના મહિમાને તત્કાળ દર્શાવનાર શિલ્પકલા જેવાં બીજાં સૂચક ચિન્હ ઓછાં છે. નાશ કરવો એમાંજ કીર્તિ છે એવું સમજેલા અવિચારી-જ્વાળામુખી પર્વત જેવા મુસલમાનો, જેમાંના ખલીફ ઓમરે ટાલોમી-નું પુસ્તકાલય બાળી મૂકી આખા જગતના ઈતિહાસને ભારે હાની કરી છે, અને અનેક વિદ્યા કળાનો નાશ કરયો છે, તે હજી ૧૨૪૦ વર્ષેપણ આપણે વિસારી મૂકાતો નથી, તેમાંના મુસલમાનોએ આ ભરતખંડનું પણ ઓછું સત્યાનાશ વાળયું નથી. નાશતો જેનો

પરછાયોજ એવા મુસલમાનોના ત્રાસદાયક ઝપાટામાંથી મરણ તુલ્ય થઇ વંચી ગયેલાં, કોઈ કોઈ ખંડિત ચિન્હો પણ, વિચારવાનોને, આર્ય લોકોની ગત કીર્તિ અને મહિમાનાં અનુમાન કરાવવાને પરીપૂર્ણ લાગ્યાં છે. કુલીન કરનલ ટાડ અને ફાર્બસના ગ્રંથવાંચ્યેથી ઉપર લખેલી વાતની સત્યતા સહજ ધ્યાનમાં આવશે. ફાર્બસ સાહેબે સિદ્ધ-પૂર, અણહિલપૂર, પાલીટાણા, આબુ આદિ સ્થળોએ સ્વતઃ જઈને ત્યાંનાં ભવ્ય ખંડેરો, કીર્ત્તિ સ્તંભો, દેવાલયો, જળાશયો આદિ નિરખી જોયાં હતાં. પોતે ચિત્રકળામાં પણ પ્રવીણ હતા. પોતાને હાથે કેટલાંક ચમત્કારિક સ્થળોનાં ચિત્ર ચિત્રી લઈને રાસમાળામાં મૂકેલાં છે. એવાં રમણિક સ્થળે જોવાજતા ત્યાં કોઈનું મન દુઃખાવતા નહિ. પોતાના બૂટ કાહાડી જ્યાં સુધી જવાનો બાધ ના હોય ત્યાં સુધીજ જતા. અને તેપણ સામાની આજ્ઞા લઇને. જે જે સ્થળ જોતા તેના સંબંધી જે દં-તકથા ચાલતી હોય તે, અને કંઈ તેનું મહાત્મ્ય લખાયલું હોય તો તે-નો શોધ કરતા, અને તેમાંથી ઉપયોગનો સાર કાહાડતા. સાહેબનો સ્વભાવ હાસ્યવિનોદી પણ હતો. એક સમયે પંચાસરા પાર્શ્વનાથમાં વનરાજની મૂર્ત્તિ જોવા પોતે ગયા હતા. ત્યાં એક હીરજી નામે ઘરડો ભાટ સાહેબની કીર્ત્તિ સાંભલી એક પુસ્તક લઈ ભેટ કરવા આવ્યો, અ-ને કહ્યું કે ‘ એકવાર ગાયકવાડને અમારા વૃદ્ધે એક જુનું સરસ પુસ્તક દેખાડ્યું હતું, તેથી સરકારે ખુશી થઈ એક ગામ બખશીસ આપ્યું છે. તો અંગ્રેજ તો મ્હોટો રાજાછે, માટે અમને એથી કંઈ વધારે આશાછે’ સાહેબને આવાત સાંભળી બહુ હસવું આવ્યું. પછી ક૦ દલપત્ત રામ-ને કહ્યું કે હનુમાન નાટકની વાત એ બારોટને તમે સંભાલાવો. કે— એક સમયે નાટકમાં હનુમાનનો વેષ આવ્યો. તેને એક માણસે કહ્યું કે “ ઓ હનુમાન બાપજી ! તમે મને બાયડી મેલવી આપો તો હું ત-મને તેળ શિંદુર ચડાવું. ” હનુમાન કેહેછે કે—“ તને પરણાવવા મારી પાસે સ્ત્રી હોય તો હુંજ કુંવારો રહું ! ” સાહેબે પેળા બારોટને કહ્યું કે

'ભાઈ ! તમને ગામ આપવાની મારી શક્તિ હોત તો હુંજ ચાકરી શા-વાસ્તે કરત !'

પ્રવાસમાં પગે ચાલવાનો સાહેબને શોક હતો. પાસે એક નકશો, નાણાંની કોથલી, પીસ્તોલ અને એક લાકડી રાખતા. માર્ગમાં ભાત ભાતના વટેમાર્ગુઓ મળે તેની સાથે, એક સાધારણ મનુષ્યની પેઠે, વાતો કરતા, અને તેમને સર્વ સમાચાર પૂછી લેતા; તેથી તેમની રીતિ ભાતિ, તેમના અંતરના અનેક મનોભાવ, તેમની ધારણાઓ, તેમના દુઃખ સુખની વાતો, તેમના સરકાર વિષેના વિચાર કેવાછે તે, એ આદિ અનેક વિષયો સ્પષ્ટ રીતે જાણવામાં આવતા. કોઈ અનાથ દરિદ્રી વટેમાર્ગુ હોય તો તેને પેલી કોથલીથી સહાય કરતા; અણસમજુને સમજણ આપી તેના મનનુ સમાધાન કરતા; અને નિર્બલને સ્વબળની સહાય આપતા. એક સમયે વનવગડામાં એક બાઈ ભાર ઉચકી જતી હતી. તે બહુ થાકી ગઈ હતી, પણ તેનો ભાર ઉતરાવનાર એક ઈશ્વરવિના કોઈ નમળે. ફાર્બસે તેને દીઠી. તેનીપાસે પોતે ગયા. અને પોતાને હાથે તેનો ભાર ઊતાર્યો. આ વાતતો સાધારણછે, પણ એ લક્ષણ કેવું સર્વોત્તમ અંતઃકરણ દર્શાવેછે, તે વાંચનારેજ વિચારી લેવું. માયાળુ સ્વભાવનાં મનુષ્યનો એકપળવાર સમાગમ થયો હોય તો તે વર્ષ સુધી વિસરતો નથી, તો જેને, માયાળુ સ્વભાવ મિશ્રિત અનેક સદ્ગુણવાન ફાર્બસનો સમાગમ ઘણાં વર્ષ રહ્યો હોય, તેની શી વાત કેહેવી! ફાર્બસનીસાથે અનેક પ્રકારના સંબંધમાં આવેલા અનેક લોકોને મળવાનું બની શક્યુંછે, તેને મુખેથી ફાર્બસની સ્તુતિવિના બીજુ કશું કાને પડ્યું નથી. ફાર્બસના પરિચયવાળાં સર્વે મનુષ્યો એક સ્વરે તેના ગુણ ગાયછે. ધન્યછે ફાર્બસના જિવતરને ! તારા જેવો બીજો ભાગ્યશાલી નર કિયો ! કહ્યુંછે કે —

> જબ તુમ આયે જગતમેં, લોક હસેં તુમ રોય;
> ઐસી કરણી કરચલો, આપ હસેં જગ રોય.

ફાર્બસ સંબંધમાં એવુંજ થયુંછે. ફાર્બસના મરણ પછી તેનું નામ અને ગુણ સંભારીને અશ્રુપાત રૂપી અવાચ્ય પરંતુ ચીત્તવેધક શબ્દથી ગુણ ગાતા, પ્રત્યક્ષ, કેટલાક ગૃહસ્થોને દીઠાછે. અને ફાર્બસ અન્ય દેહમાં લોકનું કલ્યાણ કર્યાથી થતા સંતોષના અકલ સુખથી, હસતો હશે.

મહીકાંઠાના પોલિટિકલ એજન્ટ પોતે હતા તેવામાં રાજકુંવરોને વિદ્યાભ્યાસ કરાવવો, એ બહુ અગત્યની વાત તેમણે પ્રથમ લક્ષમાં લીધી. સાદરામાં એક નિશાળ સ્થાપી. તે અદ્યાપિ "ફાર્બસ શાળા" નામે પ્રસિદ્ધછે.

સન ૧૮૫૨ માં સાહેબની અસ્વારી ઇડર ગઈ. ઈડરના રજપૂત રાજાઓ પૂર્વે મહા પ્રતાપી અને યશ કીર્ત્તિના ભૂખ્યા હતા. તેઓ કવિયોના લાડ પાલનારા હતા. તેમણે પોતાના રાજ્યનો અર્ધો ભાગતો કવિયોને ત્યાગ ( દાન ) માં આપ્યો હતો. આ વાત સાહેબના જાણ્યામાં આવી; તે ઉપરથી કવિયોનો મેળો કરવાનું એ યોગ્ય સ્થાન જાણી ત્યાં કવિમેળો કર્યો. જસવંતસિંહ મહારાજા પાસે કવિયોને પત્ર લખાવી તેડાવ્યા. તેમની કવિતા પોતે સાંભલતા. તેમાંથી પોતાને ઉપયોગની વાત તારવી કાહાડતા. પોતાની શક્તિને અનુસરી કવિયોની યોગ્યતાપ્રમાણે તેમને શિરપાવ આપી વિદાય કરતા; પણ તેમને નમ્રતાપૂર્વક કેહેતા કે " હું તમને તમારા ગુણ પ્રમાણે આપી શકતો નથી" ફાર્બસનો સ્વભાવ દયાળુ પણ બહુ હતો. તે ખરો ધર્માત્મા હતો. પોતાના આયપતમાંથી ધર્માદાય કાહાડવાનો આપણા લોકમાં ચાલછે, તે ચાલ ફાર્બસે પકડ્યો હતો. એક સમયે પ્રવાસ કરતાં દાંતામાં આવી પોહોંચ્યા. ત્યાં એક તીર્થવાસી બ્રાહ્મણ સાંજની વેળાએ આવી આખા ગામમાં ફર્યો, પણ અન્ન મલ્યું નહિ, તેથી નિરાશ થઈ એક બાગમાં ગયો. ત્યાં પડ્યો પડ્યો પોકાર કરતો હતો કે 'ભલા ભગવાન ! તેં શું ધાર્યું છે ! આખા ગામમાં કોઈ દયાળુ દાતાર ન મળે ! ભર વસ્તીમાં મારે ભુખ્યાં

આભોટવા કાળ ! કોઈ ઇશ્વરનો બાલ નહિ હોય ' ઈ૰ કહી નિશ્વાસ નાખતો અંતરમાં ઈશ્વરને નિર્દય માનવા લાગ્યો. પણ ઈશ્વરના બાલ નીકળ્યા. ફાર્બસને કાને તેના શબ્દો પડતાંજ તેણે ઈશ્વરનો મહિમા રાખ્યો. અંતરીક્ષથી ઉતરે એમ ક૰ દલપતરામને મોકલીને તેને પાકુ સાકરનું શીધું અપાવ્યું; પછી ત્યાં સદાવ્રત બાંધ્યું. જે કોઈ અનાથ—હિંદુ, મુસલમાન કે પછી ગમેતે આવે તેને ઘી સાકર સાથે પાકુ શીધુ ફાર્બસના સદાવ્રતમાંથી મળતું.

શુભ કામોમાં ફાર્બસનો બધો પગાર ખરચાતો હતો એટલુંજ નહિ પણ ઉલટા વિલાયતથી રૂપિયા મંગાવવા પડતા, એવા ઉદાર મનથી તે ખરચ કરતો. દાંતેથી અંબામાતાએ જઈ આબુજી ગયા. આબુજીના શાન્ત, શીતલ અને ઈશ્વિર લીલાથી ભરપૂર પર્વત નિરખી, અમદાવાદભણી આવવાસારૂ દાંતામાં આવ્યા. સાહેબની અમદાવાદ બદલી થઈ તેથી આખો મહીકાંઠો ખેદ પામ્યો. જેણે વાઘ મારેલો એવો કઠિણ કાળજાનો એક ફુતેહખાન નામે સીપાઈ હતો, તેની આંખમાંથી પણ સાહેબના વિયોગથી ચોધાર આંસુ વર્ષ્યાં, તો બીજા મનુષ્યોવિષે તો કેહેવુંજ શું ! રાજાથી તે એક રંકસુધી સર્વેને સમાનરીતે ફાર્બસના સ્નેહે સુખી કરયા હતા, તે સઘળા તેના વિયોગથી ભારે દુઃખી થયા.

સન ૧૮૫૩ ના જુન માસમાં અમદાવાદના ન્યાયાધીશ થયા. ત્યાં પોતાનું કામ કોમળ અને સૂક્ષ્મ દષ્ટીથી ( પણ જોઇયે તે કરતાં જરા વધારે વિશ્વાસ કાર્યભારિયો ઉપર રાખી ) ચલાવી સર્વને ન્યાય આપતા એતો પ્રસિદ્ધ છે.

ગુજરાતના મહિમાનો ઉદ્ધાર કરવાના હેતુથી, પોતે તેનાં અનેક માર્ગેથી સાધન સંપાદન કરતા હતા, તે આપણા જાણવામાં ઉપર આવ્યુંછે. તે સર્વ સામગ્રી સાથે લઈ તા૰ ૨૮ મી માર્ચ સન ૧૮૫૪ માં યુરોપ સિધાવ્યા. ગુજરાતથી તેનું તન દૂર યૂરોપ ગયું પણ તેનું મન ગુજરાતમાંજ હતું. ત્યાં રહીને પણ ગુજરાતનીજ સેવા કર્યાં કરી. ' રાસમાળા'

નામનું સુંદર પુસ્તક ત્યાં રચ્યું ' ઇસ્ટઇન્ડિયા કમ્પની ' ની ' કોર્ટ આવ-ડરેક્ટર' માં આ દેશને લગતાં લખ્ખત પત્રો હતાં, તે અતિ શ્રમ વેઠી વાંચી તેમાંનો આ દેશને લગતો સાર કાહાડી, રાસમાળાનું પુસ્તક સર્વ રીતે પરિપૂર્ણ કર્યું. તે સન ૧૮૫૬ માં બે ભાગમાં લંડનમાં રિચર્ડસન બ્રધર્સના મુદ્રાયંત્રમાં સુંદર મુદ્રાંકિત કરાવી સચિત્ર પ્રસિદ્ધ કર્યું. એ પુસ્તકના ઉપર વિલાયતનાં પત્રોએ અને હિંદુસ્થાનનાં પત્રોએ* તથા બીજા કેટલાક સંભાવિત વિદ્વાન પુરૂષોએ+ બહુ સારા અભિપ્રાય આપ્યાછે. સ્થળસંકોચને લીધે તેનો અત્રે સમાવેશ કરી શકાતો નથી. અને તેમ કરવાની અગત્ય પણ જણાતી નથી, કારણ કે જે સારૂં છે તેને સમત્તિની અગત્ય બહુ રેહેતી નથી. એક કવિ કેહેછે ' કે—

" કવિતાને કસ્તુરી તે સાક્ષી વિના સિદ્ધ થાય "

એ સત્ય છે. રાસમાળા વાંચેથી તેના ગુણો રસજ્ઞોને તાત્કાળ જણાશેજ. રાસમાળામાં પોતાની બન્ને પ્રકારની કલમથી (ચિત્રની અને લેખનની) ગુજરાત ઉપર પ્રકાશ નાંખ્યો છે. ટાડની પેઠે ગુજરાષ્ટ્રનો પ્રાચીનકાળનો મહિમા ભરેલો ઉત્કર્ષ, અને અર્વાચીન કાળની તેની પતિત દશા એ ઉભયનો વિલક્ષણ વિરોધ જોતાં, તેના મનમાં અનુકંપા પ્રકટ થઈ, તેથી રસે ભિંજાયળા નર્મ હૃદયે, તેણે કોઈ કોઈ પ્રસંગે જે ગુજરાતના ગુણ ગાઈ તેનો જિર્ણોદ્ધાર કર્યો છે, તે આખા ગુજરાતી મંડલને ઉપકારી કરવાને પરિપૂર્ણ છે.

સ્વદેશના નિર્બંધ સ્વચ્છ અને શીતળ વાતાવરણમાં પોણાત્રણ વર્ષ સફળ કરી પાછા સન ૧૮૫૬ ના નવેંબર માસમાં અત્રે પધાર્યા. તા૦ ૧૦ મી જાન્યુઆરી સન ૧૮૫૭ માં સુરતના ન્યાયાધિશ થયા અને એ-

---

* Overland Mail. The Athenæum. The Daily News. The Saturday Review. The Calcutta Review. &c.

\+ The Director of Public Instruction. Sir. H. M. Lawrence K. C. B. Dr. Wilson. Lord Elphinstone. &c.

ક માસની અંદર પાછા સરકારના પ્રતિપુરૂષ ( એજન્ટ ) થયા. ફાર્બ-સની તીવ્ર બુદ્ધિ અને ન્યાય કરવામાં તેનો વિવેક જોઈ, સરકારને તે-મના ઉપર એટલો બધો વિશ્વાસ આવી ગયો હતો કે, કોઈ પણ ક-ઠિણ કામ હોય તો તે ફાર્બસને સ્વાધીન કરવામાં આવતું. સન ૧૮૫૭ ના મે માસમાં ભરૂચના મુસલમાનો અને પારસિયો વચ્ચે જે મ્હોટો-કલહ થયો હતો, તેમાંના અપરાધિયોનો નિર્ણય કરવા મિ. ફાર્બસને નિયમ્યા. તે કામ કરતાં જરા અસ્થિરતા અને ઉતાવળ થઈ હતી, તોપણ તેમણે એવી સારી રીતે દૂર અને દીર્ઘ દૃષ્ટિથી અને વિવેકથી સત્ય શોધી, નિરપરાધી અને અપરાધિયોને વિણી કાહાડ્યા કે સર્વને આશ્ચર્ય લાગ્યું, અને કોઈ પક્ષવાળાને અન્યાય થયો એવું કેહેવા વેળા રહી નહિ. તેણે સન ૧૮૫૭ ના આગસ્ટમાં કામ ચલાવી તેજ માસમાં પૂરૂં કર્યું. એ ભારે કામ સારૂ મારિસના ' સદર અદાલતના ફેંસલાના ' આઠમા ભા-ગના પૃષ્ઠ ૪૧૬ મે લખે છેકે—

" એ કામમાં કરેલી પરીક્ષા ( તપાસ ) મિ. ફાર્બસને એટલી બધી માનદ છે કે તેની અનિયમિત પ્રશંસા કોરટ ( સદરઅદાલત ) કરી શક-તી નથી તેથી વિશેષ ખેદ પામે છે. "

કોઈનું કલ્યાણ કરવું તે અનેક પ્રકારે થાય છે. તેમાં મુખ્ય બે છે. પરોક્ષ, અને અપરોક્ષ અથવા પ્રત્યક્ષ. આપણે ઉપર જે વાત જાણી તે ફાર્બસે આપણું પ્રત્યક્ષ કલ્યાણ કર્યું તેની છે. સ્વાર્થ રહિત ઉત્તમ પ્ર-કૃતિના પુરૂષોનો, પરોક્ષ કલ્યાણ કરવું, એ પણ એક સ્વભાવજ હોય છે. પરોક્ષ કલ્યાણ એ ધર્માત્માઓના હૃદયઉપર ખિલતાં પુષ્પ છે. તેની સુગંધ બહુ વિસ્તરે છે અને તેનાં ફળ પણ અમુલ્ય થાય છે.

ફાર્બસે આપણા ઉપર પરોક્ષ કલ્યાણ કરવામાં પણ ન્યૂન રાખી નથી; અને તેપણ એવા અવસરે કે જેનું મૂલ થાય નહિ. સન ૧૮૫૭ ના વ-ર્ષમાં બલવો થયો. તે વેળા અંગ્રેજ નામે દેશી લોકને ધિઃકારવા લાગ્યા. દેશિયોનાં મન દુઃખાય એવાં લખાણ લખી અત્રેના તથા યુરોપના લો-

કના મનમાં સર્વ દેશિયો વિષે નીચા અભિપ્રાય કરાવવા મંડ્યા. એ-વા અંગ્રેજોએ દેશિયોને મહાઘાતકી પ્રાણી જેવા વિરૂપ ચિત્રી, તેમના ઉપર સારા લોકોનો ધિઃકાર અને ક્રોધ થાય એવું કરવા માં-ડ્યું. બરછીની અણીકરતાં કલમની અણી કોઈ કોઈ વેળા વિશેષ બળવાન જણાઈ છે, અને તોપોના ધડાકા કરતાં વિચારના ધડાકા બહુ દૂર દેશ જઈ પોહોંચ્યા છે, અને ભારે રોળ વાળી દીધો છે. બળ-વાનો સમય પણ તેવોજ હતો. નિપરાધી દેશિયોને શસ્ત્રઅસ્ત્રથી બળ-વાની વેળા જેટલી હાની થતી, તેના કરતાં સહસ્ર ઘણી અધિક હાની વર્તમાનપત્રોમાં લખનારા કરી શકતા. તે સમયે પ્રાર્બસે આપણો પક્ષ પક-ડ્યો હતો, એ થોડાનાજ જાણ્યામાં હશે. પોતે તે વેળા ગુજરાતમાં હતા. ચોપાસથી, દેશિયો કુભાંડીછે, દેશિયો ઘાતકીછે, દેશિયો કોઈ પ્રકારનો વિશ્વાસ રાખવા યોગ્ય નથી, દેશિયોને પશુ જેવા ગણી તેપ્રમાણે તેમના પ્રત્યે વર્તવું જોઈયે ઈત્યાદિ, એવા અવિચારનાં શબ્દોની ગર્જનાઓ-નો ઘોર, સેતુબંધ રામેશ્વરથી તે હરદ્વારસુધી, અને જગન્નાથજીથી તે દ્વા-રિકાંસુધી, પથરાઈ રહ્યો હતો. તેને ભેદીને સત્ય દર્શાવવાને વિરલા વીરો શક્તિવાન હતા. પરંતુ તે થોડાએ ધર્મપક્ષની ઢાલથી ઘણુંજ કર્યુંછે. તેમાં કલકત્તામાં હિંદુ પેટ્રિઅટવાળો હરિશ્ચંદ્ર, મુંબઈમાં ટાઈમ્સનો એક લખનાર આદિ હતા. પ્રાર્બસે તે સમયે પ્રત્યક્ષ નહિ પણ પરોક્ષ-રીતે આપણા દેશની સારી સેવા કરીછે. જેણે અન્યાય કરયો હોય છે, તેને એવા કોઈ અસાધારણ સમયમાં ભારે ભય રેહેછે. પેલા પોતેજ કરે-લા અન્યાય તે સમયે ભયનો વેશ ધરી બેસેછે; અને તેને બીવરાવેછે. પ્રાર્બસે ન્યાય અને લોકનું કલ્યાણજ કરયાં કર્યું હતું, તેથી એવા ભયંકર સમયમાં તેનું મન સદા નિર્ભય રેહેતું હતું. પોતાના બીજા અંગ્રેજ મિત્રોને પત્રદ્વારાયે અભય રેહેવાનું કારણ સહિત લખી તેમની ચિંતા ઓછી કરાવતા. એ રીતે પોતાના અનુભવથી તેમના મનનું સમાધાન કરી ઘણા અંગ્રેજોને અને તેમની સુકુમાર સ્ત્રિયોને અકારણ ભયના ભારે

દુઃખથી મુક્ત કર્યાછે. એક મિત્રને લખેછે કે " આપણમાંના કેટલાક જો પણ નિરર્થક ભયભિત થઇ રેહેછે; જે લોકોને ગયાં ત્રીશ વર્ષમાં શું શું થયુંછે તેની ખબર નથી તેઓને ગાયકવાડનો, રજપૂત રાજાઓનો અને સર્વ કોઈનો વિશ્વાસ આવતો નથી. તોપણ અમે નિર્ભય સ્વસ્થ છિયે " આવી અનેક રીતે રાજ્યકર્ત્તા લોકની પ્રજા ઉપરથી પ્રીતિ ના તૂટે એવું કરયું. તેથી ભારે બલવાના સમયમાં ગુજરાતમાં શાન્તિ રહી હતી. ફાર્બસ જેવા સદ્ગૃહસ્થોના સદ્ગુણ અને વિવેકથી રાજા પ્રજાનો સંબંધ ગુજરાતમાં સજ્જડ રહ્યો એવું સરકારને પણ લાગ્યું, તેથી ફાર્બસને એક પત્ર લખી સરકારે ઉપકાર માન્યોછે.

"ત્રૈમાસિક વર્તિક પત્ર" ( Bombay Quarterly Review ) જેવા મહા સબળ સત્તાવાન સાધનવડે તેવા સમયમાં દેશિયોની પક્ષમાં ઉભા રહી ફાર્બસે સહાયતા આપીછે. તેથી એકલા હિંદુસ્થાનમાં નહિ પણ આખા યુરોપમાં, દેશિયોને લાભ થાય એવી રીતે, વિદ્વાન પુરૂષોને દેશિયોના પક્ષમાં ખેંચવા તેણે યત્ન કર્યોછે. " મુંબઈ ત્રૈમાસિક વાર્ત્તિક પત્ર" ના દશમા અંકમાં 'હિંદુસ્થાનનું કલાકૌશલ્ય' 'Indian Architecture ' ઉપર વાર્ત્તિક લખ્યુંછે. તે એવા હેતુથી કે, ગુજરાતનો મહિમા તેનાં બાંધકામોનાં ખંડિત ચિન્હથી પોતે જાણ્યો, તેજ રીતે આખા ભરતખંડનો મહિમા તેનાં અલૌકિક કળાકૌશલ્યનાં પ્રાચીન ચિન્હથી, આખું જગત જાણે; અને તેનો મહિમા અને તેની કુલીનતા જાણી તેનાઉપર અનુકંપા આણી પ્રીતિ કરે. કલ્યાણ કરવું એતો પછી પ્રીતિનું અનીવાર્ય ફળછેજ.

તેજ પુસ્તકના સન૧૮૫૭ના જુલાઈ માસવાળા ૧૧ મા અંકમાં સર જાહ્ન માલ્કોમ જેવા એક હિતકારી ગવર્નરના ચરિત્રઉપર વાર્ત્તિક લખ્યુંછે. તેમાં મુખ્ય હેતુ એછે કે રાજ્યાધિકારિયો એ પ્રજાપ્રત્યે કેમ વર્તવું. સદ્પુરૂષનાં જન્મચરિત્રછે તે દર્પણછે. તેમાં દૃષ્ટિ નાંખ્યાથી મનુષ્ય પોતાના દોષો પોતે જુવેછે. બીજું કોઈ આપણા દોષ આપણને દેખાડે-

છે ત્યારે આપણને રૂચતું નથી. દોષ દેખાડનાર ઉપર રોષ આવેછે, મન પીડા પામેછે અને કોપાઈ સામુ થવાનું કરેછે. તેથી પેલાદોષ સુધરતા નથી પણ ઉલટા સજ્જડ થાયછે. એ બધા બાધ્ય સદ્ગુણીનાં સચ્ચરિત્ર દૂર કરેછે. પોતાના દોષ પોતે દીઠા કે તેને દૂર કરવાનું સ્વાભાવિક મન થાયછે. પ્રાર્બસે માલ્કોમનું ચરિત્ર અંગ્રેજો આગળ ધરી એ અર્થ પૂરો કરયોછે. તેમાં સમાવેશ કરેલાં થોડાં વાક્યો અત્રે નિરર્થક નહિ કેહેવાય—

માલ્કોમનો સ્વભાવ.— 'કોઈપણ જય મેળવાયતો તે સર્વને રાજી રાખી મેળવવો એવો તેનો નિયમ હતો એટલુંજ નહિ પણ તેમાંજ તેને આનંદ થતો. તે પીંડે સાદો અને નિરભિમાની હતો. રાજદૂત થઈને ઈરાનમાં તે ગયો હતો તેથી આપણા ( અંગ્રેજોના ) દેશનો મહિમા તેણે સ્થાપિત કરયો હતો— જો કદિ તેથી રાજ્યનાં ભવિષ્ય નહિ બદલાયાં હોય પણ તેણે 'સદા કાળના દર્પણમાં' એક શૂર વીર અને નિર્મળ મનના અંગ્રેજનું પ્રતિબિંબ પાડ્યુંછે. કોઈ દેશિયો મળવા આવતા તેમનો માલ્કોમ બહુ વિનયપૂર્વક આદર સત્કાર કરતો એટલુંજ નહિ, પરંતુ મળવા આવનાર પ્રત્યેક મનુષ્યનો સ્વભાવ અને તેની દશા યથાર્થ સમજી તેપ્રમાણે વર્તતો; તેથી મળવા આવનારા પાછા વળતાં સંતોષ અને આનંદ પામતા. ઈરાનમાં પોટેટોઝની પ્રથમ વાવણી માલ્કોમે કરાવીછે, તેથી તેનું નામ સારૂ રેહેશે એવું એક સર. જેમ્સ માકિન્ટાશ લખેછે'. પણ પ્રાર્બસ સાહેબ કેહેછે કે " માલ્કોમે એક એથી પણ વિશેષ ફળદ્રુપ બીજ રોપ્યું છે. * * માલ્કોમના ઈરાનમાં પ્રવાસથી એવા તો પ્રખ્યાત ગ્રંથ ઉત્પન્ન થયાછે કે જેમણે એશિયાઉપર પ્રકાશ નાંખ્યોછે. જેમણે યુરોપને ઉપદેશ આપ્યો છે, અને જેમણે આપણા દેશની ( ઇંગ્લાન્ડની ) અક્ષર વિદ્યાને શોભાવીછે " * * 'માલકમ પંથનું મુખ્ય તત્વ બે શબ્દમાંછે.— સુગમતા અને પરકાર્યની અચર્ચા—તે પોતે દશેદ્વાર ખુલ્લાં મૂકી પોતાના સ્થાનમાં બીરાજતો. જે દેશિયો મળવા

આવતા, તે, મનના મનોરથ સફળ કરીને, પાછા વળતા. ફાર્બસ કેહે-છે કે 'એ ખેદકારક વાર્તાછે કે હાલમાં એવા પુરુષ ભરતખંડમાં થોડા-છે. પ્રથમ તો દેશિયોને સારૂ દ્વારજ ખુલ્લાં ભાગ્યે હોયછે; તેમ કરતાં કોઈને પ્રવેશ કરવાનું બની આવ્યું તો, અંદર, પોતાના વિષે જાણનાર અને સમભાવવાન પુરુષ મળવા એતો તેથી પણ ભાગ્યે. રાજાપ્રજામાં અંતર પડેછે તે આજ કારણથી, પછી ધુંધવાતા ઢગલાઉપર એક તનખો પડેછે એટલે તે શલગી ઉઠેછે. જે મનુષ્યો માલ્કમ સારૂ પ્રાણ પાથરવા તત્પર હોત તેજ મનુષ્યો કંટાલીને રાજ્ય બંધનથી નરમ પડી, બળવામાં અને ઘાતકી કામોમાં સામીલ થાયછે. ઈત્યાદિ ઈ૦ ઈ૦' અનેક સપ્ર-માણ વાર્ત્તાઓ લખી માલ્કમનું જિવન વખાણ્યુંછે અને તેવા ગુણોનું પ્રતિબિંબ પોતેજ હતા, તેથી પોતાનું લખેલું પાછું પોતેજ સ્પષ્ટ સિદ્ધ કરી આપ્યુંછે. ફાર્બસસાહેબ માલ્કમપંથી હતા, તે પંથ અથવા સંપ્રદાયના ગ્રૃહસ્થો પરમાર્થિ, વિનયી, પરોપકારી, કૃપાળુ, વિવેકી, દીનાનાથ, સર્વને પોતાના બાંધવ જેવા માનનાર, સ્વતંત્ર, તથા આ દેશનું કલ્યાણ ઇચ્છ-નાર અને કરનાર હતા.

રાજાપ્રજાવચ્ચેનાં કામોમાં, સત્તાધારી અને ન્યાયકર્ત્તા અધિકારિ-યોભણીથી, પ્રજાને થતા અન્યાય વિષે ફાર્બસ સાહેબના વિચાર દીર્ઘ અને દૂર દૃષ્ટિ વાળા, સર્વને લાભ કારક, અને યથાર્થ હતા. તે કેહેછે કે— ન્યાય કરવામાં કિન્ચિત પણ પક્ષપાત કર્યાથી આપણા (અંગ્રેજોના) વિશ્વાસ ઉપર જેટલો ધક્કો લાગે, અને તેનું જે પરિણામ થાય, તે પચા-શેક આખા પ્રાન્તો હાથમાંથી જાય, તેના કરતાં પણ વિશેષ હાનીકારક છે. પણ અરે! આપણીજ પ્રજા સાથેના, અને બીજા માંડલિક રાજા સાથેના, આપણા કરારોના અર્થ કરવામાં, અંગ્રેજ સરકાર અને તેના કા-ર્યભારિયો કેટલો બધો પક્ષ કરેછે; તેઓ પોતાને ફાવે એવા અર્થ કાહા-ડે છે. કારણકે પોતે શક્તિવાન પડ્યા. આપણે આપણી મેળે વિશ્વા-સ વિષે અહંકારની વાતો ગમે તે કરિયે, પણ કોઈ દેશીસાથે જેને બરા-

બાર સમાગમ હોય, તેના જાણ્યામાં આવશે કે, દેશિયો આપણા પ્રમાણિકપણા વિષે કેવા વિચાર રાખેછે. સિંહમનુષ્યની લડાઈના ચિત્રમાં મનુષ્ય સિંહને સહજમાં જીતે છે એવું મનુષ્યો ચિત્રે છે, પરંતુ તેજ ચિત્ર જો સિંહ ચિત્રે તો કંઈ બીજાજ પ્રકારનું ચિત્રે. પ્રખ્યાત આર્થર વેલેસ્લી ( ડ્યુક આવ વેલિંગટન ) અને માલ્કમનું પણ એજ મત હતું. એક પ્રસંગે ગોવાલિયેર વિષેની તકરારમાં વેલેસ્લી માલ્કમને લખે છે કે 'આપણી પ્રમાણિકપણાની કીર્ત્તિ જાળવવાને સારૂ ગોવાળિયેર અને હિંદુસ્થાનના બીજા દેશો દશવાર નોછાવર કરિયે તોપણ કંઈ નથી. ઈ૦' મદ્રાસ પ્રાન્તમાં વેલોરનો બળવો થયો તે સમયે તે બળવો કરનારાએ બળવો અંગ્રેજ અધિકારિયોના અન્યાય અને અજ્ઞાનથી કર્યો હતો, એવું માની, તે દેશિયોને માલ્કમ આદિ કેટલાક ગૃહસ્થો નિરપરાધી ગણતા, તે વિષે લખતાં પ્રાર્બસ લખે છે કે- 'તે એવું માનતો કે કઠોરતાનાં અથવા બળનાં વિશેક ઉદાહરણના કર્તા મનની મહત્તા અને દયા જો સરકાર બતાવે તો તેથી ઉદાર મન ઉપર અધિક અસર થાય' ઈ. ઈ. ઈ. માલ્કમના ચરિત્ર વિષે લખતાં પોતાના આભ્યંતર વિચાર દર્શાવ્યા છે. અરે! માલ્કમ અને પ્રાર્બસ જેવા એક માત્ર દશ અધિકારિયો ભરતખંડમાં ઉચ્ચ સત્તાવાન હોત, તો સત્તાવનનો નાશકારક બળવો કદિ સ્વપ્નમાં પણ થાત!

સ્વાર્થી અધિકારિયોએ આપણા લોકનીસાથે પોતાની સત્તાનો દુરૂપયોગ કરી અન્યાયથી વર્ત્તવા માંડ્યું તેનું ફળ બલવો થયો.

ઉપલાજ "મુંબઈ ત્રૈમાસિક વાર્તિકપત્રમાં" આઉડ (અયોધ્યા) એવા નામના મથાળા નીચે પ્રાર્બસે જે નિષ્પક્ષપાતથી ઉત્તમ વિચારો દર્શાવ્યા છે તેમાંનો કિન્ચિત સાર લઈ સ્થળસંકોચને લીધે હવે આ વિષય સમાપ્તિઉપર લાવવો પડેછે.

"જે રજપૂત રાજા અને ઠાકૂરોનો મુસલમાનથી કે મરાઠાથી કદિ પૂરો પરાભવ થઈ શક્યો નથી, તેવા રજપૂતોનો, ચીરકાળના અને વંશ

પરંપરાના સ્થાવર વતન અથવા જાગીરો ઉપરનો હક્ક, અને સાધારણ ખેડુતોનો પોતાની સાંથેલી જમીન ઉપરનો હક્ક, તેમાં આપણ ( અંગ્રેજો ) કશો અંતર ગણતા નથી ! એક દેશ ગમે તે પ્રકારે આપણને મળ્યો, એટલે તેમાં બીજાના હક્કવિષે આપણે ગમે તેમ અર્થ કાહાડી આપણું ફાવતું કરિયેછિયે. * * * અયોધ્યાના નામના મુસલમાન રાજાને જીત્યો. તેનું અર્ધુરાજ ખુંચાવી લીધું અને અર્ધુ પાછું આપ્યું. એમ કરીને, જે રજપૂત વતનદારો પૃથિરાજ ચોહાણના સમયથી મુસલમાનોને અટકાવી રહ્યા હતા, અને જે રજપૂતોનું મુસલમાનોથી નામ ન દેવાતું; તે રજપૂતોને, આપણા સૈન્યના બળની સહાયતાથી મુસલમાનોને સ્વાધીન કરિયેછિયે. આપણે લઈ લીધેલા ભાગમાં પણ, શસ્ત્રઅસ્ત્રના સાધનથી નહિતો, તેના જેવાજ પણ જરા શાન્ત ધારાના સાધનથી આપણે પણ એજ કામ કરિયેછિયે. તેથી પ્રાચીન કુટુંબોનો મૂલમાંથી નાશ થઈ ગયેછે. ગુજરાતમાં ગાયકવાડે પણ આપણને થોડી લાલચ આપી આપણીપાસે એજ રીતે કરાવવા પ્રયત્ન કર્યો હતો. જો આપણે એમ કર્યું હોત તો કાઠિયાવાડ ( સૌરાષ્ટ્ર )ના રાજાઓનું નિકંદન થયું હત, કે જે દશા ( બળવો ) અયોધ્યામાં થઈછે તે દશા ગુજરાતમાં થાત. લાર્ડ વેલેસ્લીના પ્રતાપથી સઘળાં સંકટ દૂર થયાં. તેણે ગાયકવાડ અને સૌરાષ્ટ્રના રાજા ઉભયને અનુકૂલ આવે એવું સમાધાન કરવાનું સૂચવ્યું. સાત્વિક વૃત્તિના જોનાથાન ડંકન અને પ્રવીણ કર્નલ વાકરે લાર્ડ વેલેસ્લીનો વિચાર સિદ્ધ કર્યો. જેથી જાહાલા અને ગોહિલ વંશો અમર રહ્યા, ગાયકવાડ ઋણમુક્ત થયા, અને ગુજરાતમાં પચાસ વર્ષસુધી એવી શાન્તિ રેહેવાની કે જેવી શાન્તિ અણહિલ પુરનો રાજદંડ બીજા ભીમદેવના હાથમાંથી પડ્યો ત્યારથી ગુજરાતે દીઠી નથી * * અયોધ્યામાં અવ્યવસ્થા થઈ તેમાં વાંક આપણોજ ( અંગ્રેજનોજ ) છે. પચાસ વર્ષ પછી સ્વાર્થ સાધી ( અયોધ્યા ) દેસ લઈ લેવો તેનાકરતાં પરમાર્થ બુદ્ધિથી મધ્યસ્થ થઈ, પ્રથમ

થીજ સમાધાન રખાવ્યું હોત તો તે કંઈ ઓછો ન્યાય ન કેહેવાત. અયોધ્યાના રાજ્યનો આપણા રાજ્ય સાથે સંયોગ કર્યો તેનો હેતુ બહુ પવિત્ર દેખાડયોછે કે (મુસલમાની રાજ્યથી) પ્રજા પીડા પામતી હતી તેને મુક્ત કરવી. આ વિચાર જે કર્નલ સ્લીમાનના લખવા ઉપરથી ઉઠયો હતો તેના લખાણ ઉપર જોતાં અયોધ્યાને આપણા રાજ્ય સાથે જે રીતે મેલવવામાં આવ્યું છે તે રીત કેવળ અન્યાયી દેખાય છે.

એપ્રિલ સન ૧૮૫૮ ના લાર્ડ ક્યાનિંગના ગુપ્ત રાજલેખ—જેથી બળવા પછી લખનોર હાથમાં આવ્યું એટલે અયોધ્યામાંના વતનવાળા કુલીન ગૃહસ્થોનું સર્વસ્વ હરી લેવાનું અથવા જપ્તી કરવાનું હતું, એવુંસમજી તેવિષે, તથા તેની વિરુદ્ધ લાર્ડ એલેન્બરોએ લખેલો લેખ, તેવિષે વિચારઆપતાં ફાર્બસ લખે છે કે-"ઈંગ્લંડમાં આ સમયે પૂર્વપક્ષ (Conservative) અને ઉત્તરપક્ષ (Liberal,) માં વાક્-યુદ્ધ મચ્યુ છે. અમે ત્યાં સમીપ હત તો આનંદથી પોકારત કે—"જય સ્ટાન્લી" પરંતુ દૂરથી તે લાભ લઈ શકતા નથી, પણ અમને પૂર્ણ વિશ્વાસ છે કે એમાંથી આ ભરતખંડનું કલ્યાણ થાય એવું પરિણામ થશે, પછી જય ગમે તેનો થાઓ તેની સાથે અમારે સંબંધ નથી. આવા વિલક્ષણ સમયમાં લાર્ડ ક્યાનિંગે જે ગંભીર મહત્તા દર્શાવી નિરપરાધી દેશિયોના ઉપર કૃપાલુ દૃષ્ટિથી જોયાં કર્યું છે, તેને સારૂ અમે લાર્ડ ક્યાનિંગની સ્તુતિ કરિયે છિયે. પરંતુ અયોધ્યાના+ સંબંધમાં એમની રાજનીતિ ઉપર અમને ખેદ થાય

---

+ લાર્ડ ક્યાનિંગના એ રાજ લેખ વિષે ફાર્બસના અને તે વખતના સર્વના સમજમાં આવ્યું હતું તે યથાર્થ ન હોતું. લાર્ડ ક્યાનિંગે એ વિષે એક ઉત્તરલેખ (Defence) લખ્યો છે, તેમાં પોતાના વિચાર સ્પષ્ટ જણાવી સિદ્ધ કર્યું છે કે, એનો શુભ હેતુ યથાર્થ ન સમજી અર્થનો અનર્થ કરવામાં આવ્યો હતો. તે ઉત્તરલેખ ફાર્બસના વાંચવામાં આવેલ નહિ તેથી કુલીન ક્યાનિંગના ઉપર અગમતો દોષ અનીચ્છાથી ફાર્બસને મૂકવો પડયો હોય એવું લાગેછે. સર્વ-આર્ય પ્રિય ક્યાનિંગ જેવા નિષ્કલંક, ઉદાર, સુજ્ઞ, રાજધર્મજ્ઞ, નિષ્પક્ષપાતિ, દીનનાનાથ અને સંક્ષેપમાં મહાત્મા, વિરલાજ રાજપ્રતિપુરૂષો (Vice-Roy) થયા હશે ને થશે. લાર્ડ. ડેલહાઉસી જેવા સ્વછંદી, સ્વાર્થી અને રાજા પ્રજા વચ્ચે અંતર પાડનાર ગવર્નર જનરલે વિનાશ કારક સુ-

છે. અમે ધારિયે છિયે કે એ કામ એમનું નહિ પણ એમના મંત્રિયોનું હશે. આ દેશના કુલીન ગૃહસ્થ કુટુંબોનું સર્વસ્વ લઈ લઈ સાધારણ રંક પ્રજા જેવા કરી દેવા, એવા પંથવાળા સત્તાધારિયોનું પ્રબળ હલણાં-નું આ દેશમાં વિશેષ છે. એ હેતુ સિદ્ધ કરવા સાર જ્યારે લાગ આવે-છે ત્યારે તેઓ દેશી રાજ્ય ખાઈ જાય છે, અને વતનદારોનાં વતન જપ્ત કરી દેછે. આ વિષય ઉપર ઇંગ્લંડમાં હાલ ન્યાયથી નિર્ણય થવાનો છે. અમને આશા છે કે નિષ્પક્ષપાત ન્યાય કરી ઇંગ્લંડ પોતાની સંપાદન કરે-લી કીર્ત્તિને પાત્ર ઠરશે.' ફાર્બસની આ આશા પૂર્ણ થઈ હતી. અત્રેના લોકના લાભમાં ન્યાય થયો હતો કે- 'કોઈનું કંઈ લઈ લેવું નહિ.'

લોકોના ઉપર અનેક પ્રકારના અન્યાય થયા તેથીજ બળવો થયો એવું સિદ્ધ કરી ફાર્બસ લખેછે.— 'અન્યાય થાય છે એવું સમજીને જે દેશની આખી પ્રજા શત્રુ થઈ હોય, તે દેશમાં કદિ રાજ્ય રખાઈ શકાય નહિ' (માટે અન્યાય કરવો નહિ) એવું લાર્ડ એલેન્બરો વદે છે તે ય-થાર્થ અને સત્ય છે. ઇ. ઇ ઈ.

એ આદિ અનેક આપણા દેશને લાભકારક અને રાજકર્ત્તાની આં

---

રંગ ખોદેલી, તેમાં જામગરી મુકાવાની સંધી જેવા, વિષમ અને વિકટ કાળમાં રાજ્યના અનેક સંકળાયલા રથોના મુખ્ય યંત્રની લગામ અમર લાર્ડ. ક્યાનિંગને સ્વાધીન ક-રવામાં આવી. મહાત્માનાં અંતઃકરણ અને બુદ્ધિ કસવાની ખરી કસોટી એવા વિ-ષમ અને અસાધારણ સમયો છે. ખરૂ હીર તે સમયે જણાય છે. શુદ્ધ કંચનની પે-ઠે સર્વ પ્રકારથી તેની પરીક્ષા થાય એવા સંયોગો આવી મળ્યા હતા. તેમાંથી તે વિ-જય પામી અધિક મુલ્યવાન થઈ નિર્મલ કુંદન જેવો જણાયો છે. તેણે આપણા આખા દેશમાં એવાં લાભદાયક બીજ નાંખ્યાં છે અને એવા ઉપકારો વરસાવ્યા છે કે તેનાં ફળ બહુ સુખદ થાય છે અને થશે. લાર્ડ ક્યાનિંગના ગુણ વર્ણવતાં પાર આવે એવું નથી. આખા પુસ્તકમાં પણ સમાવેશ થવો દુર્લભ છે. અત્રે આટલું સૂચનાર્થે લખવાનું પ્રયોજન એટલા સારૂ છે કે ફાર્બસથી અજાણે મુકાઈ ગયેલા દોષ-થી તેને મુક્ત કરવો. ફાર્બસને ઠેકાણે બીજા કોઈયે એ લખ્યું હત તો, તેને કોઈ ખ-રૂ તો શાનું જ માને, પણ તેની અવજ્ઞા કરી ઉલટુ તે ઉપર ધિઃકારથી જુવે, એવા તેના શુભ ગુણ પ્રસિદ્ધ પ્રકાશે છે. "ક્યાનિંગનું કલ્યાણ થાઓ" એવું કિયો સુજાણ દેશી ઇશ્વર પાસે નહિ માગતો હોય.

પ્યો ઉઘાડે એવા ઊત્તમ વિચારો સ્વતંત્રતાથી પ્રસિદ્ધ રીત ફાર્બસે આ-પ્યા છે. સ્થળ સંકોચને લીધે મનગમતા વિષયને સંક્ષિપ્ત કરી દેવો પડેછે, તેથી મનભંગ થાય છે પરંતુ ઉપાય નથી. આ પ્રસંગે ખેદાનંદ યુક્ત ત્દદયથી કહિયે છિયે કે— આ દેશના લોકઉપર તેમાં મુખ્યત્વે કરીને ઉ-ચ્ચ વર્ણના રાજા, વતનદાર આદિ લોકઉપર, કુલીન ફાર્બસે મનસા, વાચા, અને કર્મણાથી જે ઉપકાર કર્યોછે, તે હજી અજ્ઞાનમાં ઘોરતા રાજાઓ જાણતા નહિ હોય, પણ જે સુજ્ઞ દેશાભિમાનિયોને સંતોષિત કરે છે, તે ઉપકાર જેમ જેમ આપણો દેશ ઉદય પામતો જશે, તેમ તેમ તેની સાથે અધિક અધિક પ્રકાશી તેના ઉપર ઉત્તરોત્તર અધિક પ્રીતિ કરાવ-શે એમાં સંશય નથી.

રાણિયે આ દેશનું રાજ્ય સ્વાધીન લેતાં લાર્ડ સ્ટાન્લીના કલ્યાણ કા-રી દ્વારાએ જે પોતાની રાજ-નીતિ-દર્શક-પત્ર પ્રસિદ્ધ કર્યું હતું, તેમાં ક-રેલી પ્રજાલાભની પ્રતિજ્ઞાઓથી ફાર્બસ બહુ આનંદ પામ્યા હતા. તે લખેછે કે "એમાં આપેલાં વચન પ્રમાણે જો રાજ્ય ચાલશે તો, (અને હું વિશ્વાસ રાખુંછું કે ચાલશેજ) બલવો એ નામ૦ સાંભળ-નાર નથી".

સુરતના ન્યાયાધીશને સ્થળેથી એમને સરકારના કોઈ એ વિશ્વા-સવાળા કામમાં શોધ કરવાને બીજા બે ગૃહસ્થો — કરનલ પોપ અને ઈ. આઇ. હાવર્ડ સાહેબ સાથે નિમ્યા હતા, તે કામમાં પણ એમણે સારો યશ મેળવ્યો છે.

તા૦ ૨૪ મી માર્ચ સન ૧૮૫૮ માં ખાનદેશના ન્યાયાધીશ ઠર્યા. ત્યાં એવી સારી રીતે કામ કર્યું કે સન ૧૮૫૯ માં તે જગ્યો છોડી જવા વેળા, સદર અદાલતના ન્યાયાધીશોએ ફાર્બસની સારી પ્રશંસા લખીછે, અને તે સરકારે બહુ ખુશીથી માન્ય કરી છે. તારીખ ૨૨ મી સેપ્ટેંબર સન ૧૮૫૯ માં લાર્ડ એલ્ફિન્સ્ટને પુનેથી ફાર્બસને તાર મૂકાવી લખ્યું કે.

" તમારો વિચાર લીધાવિના તમને કાઠિયાવાડના પોલિટિકલ-એ-

જન્ટનું કામ ચલાવવા નિમવાની મને અગત્ય પડીછે. એ કામ એવું તો ભારીછે કે જેમ બને તેમ સત્વર તમારે એ કામ સ્વાધીન કરવું જોઇયે. કૃપા કરીને મુંબઈ આવતાં જરા વિલંબ કરશો નહિ. ટપાલમાં પત્ર લખ્યુંછું."

સૂચવેલા પત્રમાં ગવર્નર લાર્ડ એલ્ફિન્સ્ટન લખેછે કે "એક નવાબ આપણી સત્તા માનવાની નાકેહેછે, અને ઓખામંડળના વાઘેરોએ કાઠિયાવાડમાં ગાયકવાડ સામું ધીંગાણું કર્યું છે, એવે સમયે કાઠિયાવાડમાં સમાધાન રેહેવાની અગત્ય છે. તેજ કારણ સારૂ તમને નિમવાની મારી વૃત્તિ થઈ છે. ઈ૦" ફાર્બસ સાહેબે વિના વિલંબે તા૦ ૧૧ મી અકટોબર સન ૧૮૫૯ માં કાઠિયાવાડ જઈ પોલિટિકાલ એજન્સિનું કામ સ્વાધીનમાં લીધું. ત્યાં એવી મન માનતી રીતે કામ કર્યું કે સરકારે તા૦ ૨૪ મી ફેબ્રુઆરી સ૦ ૧૮૬૦ માં નિર્ણય કર્યો તેમાં લખ્યું છે કે "ફાર્બસ જેવા વિચારવાન અને શક્તિવાન પુરૂષને કાઠિયાવાડ સ્વાધીન કરેથી જે લાભ થવાની આશાએ તેમને નિમવામાં આવ્યા હતા તે સરકારની આશા કેવી યથાસ્થિત હતી તે * * સ્પષ્ટ જણાવછે. સેક્રેટરી-આવ-સ્ટેટ-ફર-ઈન્ડિયા (વિલાયતમાંના ભરતખંડના મંત્રી)એ ઉપલા મત્તમાં અનુસરી ફાર્બસને માન આપ્યુંછે.

કાઠિયાવાડમાં ઝાઝુ રેહેવું ફાર્બસનું નહોતું થયું; તો પણ ત્યાં વિદ્યાની રૂચી કરાવવા એમણે શ્રમ લીધો હતો. લોકોને સારાં થવાને ઉપદેશ કરતા અને તેથી થતા લાભો તેમને પ્રત્યક્ષ સમજાવતા. તેની સુશીળતાએ તેના ટુંકા આવસમાં પણ કાઠિયાવાડના રાજા અને ઠાકુરોનાં મન હરણ કર્યાં હતાં. સૌરાષ્ટ્રવાસીનો તે એક વાહાલો મિત્ર થઈ પડ્યો હતો. જુનાગઢ, અને ગોંડલનાં રાજ્યો સાથે જે વ્યવસ્થા કરવાની હતી તે કરી, પછી લાર્ડ. એલ્ફિન્સ્ટનને લખ્યું એટલે તેમને સુરતનાં ન્યાયાધિશ નીમ્યા. સૌરાષ્ટ્ર મૂકતાં તે વિષે કેટલાક વિચારો લખી એક પત્ર સરકારને લખ્યુ છે. તેમાં ઘણી ઉપયોગી અને લાભકારક સૂચનાઓ

કરીછે. તા૦ ૨૫ મી માર્ચ સન ૧૮૬૦ માં સુરતના ન્યાયાધિશને સ્થાને આવ્યા. એક વર્ષ ત્યાં રહ્યા. સન ૧૮૫૯ ના ૮ મા આક્ટ ઉપર રીપોર્ટ (પત્રક) લખવાનું સરકારે કહ્યાથી ત્યાં તે લખ્યો; તેમાં પણ સારો યશ મેળવ્યોછે. પછી સન ૧૮૬૧ માં સર. જ્યાર્જ ક્લાર્કના વારામાં રાજકીય, ગુહ્ય, વિદ્યા સંબંધી, ન્યાયસંબંધી અને પરક્રિયન સંબંધી ખાતાંના સરકારના મંત્રી ઠરયા. તે કામ પણ એવી સારી રીતે કર્યું કે ઉચ્ચ પદ આપવાની ગવર્નર સર. જ્યાર્જ. ક્લાર્કને સ્વાભાવિક વૃત્તિ થઈ, તે તા૦૧૩ મી ડિસેંબર સન ૧૮૬૧ માં લખેછે કે.

"મારા પ્રિય ફ્રાર્બસ.

સદર કોર્ટમાં જવું તમને અનુકૂલ પડશે ? જો પડેતો, હું એમ ધારૂંછું કે મારે તમનેજ નીમવા જોઈયે. સરકારના મંત્રીસ્થાન ઉપરથી તમને ખોવા એથી મારૂં મન દુઃખાયછે."

તા૦ ૨૩ મી ડિસેંબરે સદર આદાલતના ન્યાયાસન ઉપર આકટિંગ નિયમાયા. તા૦ ૧૨ એપ્રિલ સન ૧૮૬૨ માં મુકરર ન્યાયાધિશ થયા.

મુંબઈમાં ફ્રાર્બસનું પધારવું થયું. ત્યાં પણ તેના ફળરૂપ હસ્તથી ફળ થયાવિના રહ્યાં નથી. એક નિષ્ઠાથી રાજા પ્રજાને સંતોષ પમાડી પોતે કરેલી સેવાનું એક સારૂ ફળ તેમને પોતાને પ્રાપ્ત થયું. બહુ માન ભરેલું અને વિશ્રાન્તિ સાથે લાભ કારક "વરીષ્ઠ ન્યાય સ્થાનના "(High Court) ન્યાયાધીશનું એક ઉચ્ચ પદ છે. ફ્રાર્બસ જેવા વિચારવાન, શાન્ત સ્વભાવના દયાવાન પુરૂષને એ સ્થાન યથાયોગ્ય હતું, તેનો યોગ થયાથી સ્થાનકને અને સ્થાનીને ઉભયને શોભવાનું થયું. ફ્રાર્બસના સંગી-ન્યાયાધિશોએ પ્રસંગોપાત્ત દર્શાવેલા ઉત્તમ અભિપ્રાય ઉપરથી સ્પષ્ટ જણાયછે કે, ફ્રાર્બસનું બુદ્ધિબળ, ન્યાયનિર્ણય શક્તિ, સૂક્ષ્મ દૂર અને મર્મજ્ઞ દૃષ્ટિ બહુ સારી હતી. આપણી સરકાર વારંવાર નવા નવા અતિશય ધારા કરેછે, તથા ન્યાય આપવામાં વિલંબ બહુ કરેછે, એટલુંજ નહિ પણ ન્યાય બહુજ માંઘો છે, એ પ્રજાને પીડાકારી છે, એવૂં ઘણા ઇંગ્રેજોનું મત્તછે; તેવું ફ્રાર્બસનું પણ હતું. પ્રતિનિધિયોએ ( હાઈકોર્ટના વકીલ, પ્લીડર,

બારીસ્ટરો ) પણ પ્રાર્બસના સારા સ્વભાવ અને કુશળતા વિષે એક સ્વરે ગુણ ગાયા છે.

જીલ્લાના વાતાવરણમાં, અને મુખ્ય રાજસ્થાન મુંબઈ જેવા નગરના વાતાવર્ણમાં બહુ અંતર છે. જીલ્લામાં ગયેલા અધિકારિયો ત્યાંના વાતાવરણમાંના ઝેરી ભાગનું શોષણ કરેછે અને તેથી તેમનો સ્વભાવ. "અન્ન તેવો ઓરકાર" તેની પેઠે સારો નથી હોતો. મુંબઈમાંના યુરોપિયનો ઉદાર, સભ્ય, અને સમાગમી હોય છે. તેવા સમુદાયમાં એક સાધારણ ગૃહસ્થ દીપી નીકળવો દુર્લભ. મિ૰ પ્રાર્બસ મુંબઈમાં પણ શુભ કાર્યો કરવામાં એક અગ્રેસર થવા માંડ્યો.

સન ૧૮૬૪ માં ધી. આનરેબલ ઉલ્લિયમ ફ્રીયર ગયો ત્યારે તેમના "બામ્બે-બ્રાન્ચ- આવ-ધી-રોયલ-એશિયાટિક-સોસાયટીના" પ્રમુખ સ્થાને પ્રાર્બસ સાહેબને સ્થાપવાની સર્વ ગૃહસ્થોની ઈચ્છા હતી. પરંતુ પોતાનો સ્વભાવ મિઠો લજ્જાલુ હતો તેથી, તે ઉચ્ચ પદ બીજા કોઈ ગૃહસ્થથી વધારે શોભશે એવું ધારી ઉપકાર સાથે નમ્રતાથી ના કહિ; ત્યારે તેમને એક ઉપપ્રમુખ ઠરાવ્યા. તેજ વર્ષમાં અત્રેની સર્વ વિદ્યોત્તેજક સભાના ( યુનિવર્સિટી ) ઉપપ્રમુખનું ( Vice-Chancellor ) મહામાનદ પદ સરકારે એમને આપ્યું.

વિદ્યાસંબંધી, કલા કૌશલ્યસંબંધી અને લોકહિતકારક બહુ સભાઓ સાથે પ્રાર્બસનો સંબંધ હતો.

સર્વ ઉપયોગી કૃત્યોમાં પ્રાર્બસનું નામ દીઠામાં આવેછે. અત્રેની સર. જમસેદજીની 'કલા શાળા' નો પણ પોતે પ્રમુખ હતો.

ભરતખંડના પ્રખ્યાત અને મહાન પુરૂષોનાં ચિત્ર અથવા છબિયોનો સંગ્રહ કરી પ્રસિદ્ધ કરવા સારૂ મિ૰ સોરાબજી જાહાંગીરજિયે ઉઠાવેલી મંડલીનો પણ પોતે પ્રમુખ હતો.

એ પ્રમાણે મુંબઈમાં આવ્યા પછી, જ્યાં ઉચ્ચ વર્ગના પ્રઝેજો જીલ્લા

કરતાં વધારે હોય છે, ત્યાં પણ પ્રાર્બસ એક અગ્રેસર ગૃહસ્થ ગણાતો. શુભ કામોમાં સામીલ રહી શોભા લેવા આપવાનું તેને વિનવવામાં આવતું. તેનું મુખ્ય કારણ તેનો સર્વ અનુકૂલ, સભ્ય અને લાવણ્ય ભરેલો સ્વભાવ હતો.

કારણ અવસ્થામાં વિવેચન ન થઈ શકે, પણ પરિણામ પામી કાર્ય અવસ્થામાં આવેથી સમજાય, એવા થોડાક અપૂર્વ ગુણનો પ્રાર્બસમાં સંયોગ થયો હતો. આ જગતમાં તેજદ્વેષી લોકો બહુ હોય છે. જેનામાં પૂર્ણ સ્વબળ નથી, અને પોતામાં શક્તિ હોય તે કરતાં અધિક શક્તિવાનમાં ખપવા ઈચ્છે છે, એવા આ જગતમાં બહુ છે. તેઓ પોતાના કરતાં હુંચ ગુણવાળા મનુષ્યો ઉપર દ્વેષ રાખેછે. તેઓથી સંગાતીનો ઉત્કર્ષ સહન થતો નથી; તેથી સદાગ્રહથી ગુણનુ આધીક્ય કરવાની સ્પર્ધા, ( જે ખરો માર્ગ છે ) તે માર્ગે ન ચડતાં, કુટીલ માર્ગે જાય છે. પેલા અધિક ગુણવાનના પ્રતાપની અને પોતાની વચ્ચે, જેમ સૂર્યનો પ્રતાપ જોવા વચ્ચે કંઈ કાળા કાચનુ અંતરપટ લઈએ છિયે તેમ, કંઈ દોષ આરોપણ કરી પોતે જુવેછે, અને બીજા તેજ રીતે જુવે એમ ઈચ્છે છે. આવું આ જગતમાં વારંવાર દીઠામાં આવેછે. પ્રાર્બસ પ્રતાપી પુરૂષ હતો. તેના ઉપર પણ કટુ દૃષ્ટિએ જોનારા સ્વાભાવિક હોયજ. પણ તેમ નોહોતું. એ બહુ આશ્ચર્યની વાત છે. જેમ ક્ષીતિજમાં પૃથ્વીની સપાટ ઉપર દેખાતા પ્રાતઃકાળના સૂર્યને સર્વ લોક સુખથી જોઈ શકેછે, તે વેળા મધ્યપટની અગત્ય રેહેતી નથી, તેમ જે પુરૂષ પ્રતાપિ ( અર્થાત વિદ્વાન સત્તાવાન, પદવાન ) છતાં નમ્રતા, મધુરતા, અને વિનય વિવેકમાં રહી ઉદ્ધત નથી થતા, તેમના ઉપર દ્વેષ બહુ હુંચી દૃષ્ટિ કરી શકતો નથી. એ સત્ય છે. પોતાના સંગિયોમાંથી કેટલાકને પાછળ મૂકી પ્રાર્બસ આગળ નીકલી આવ્યો હતો. અને જેતે કામમાં તે એક અગ્રેસર તરી આવતો, તો પણ તેના ઉપર કોઈ અંગ્રેજો દ્વેષ રાખતા નહિ. પ્રાર્બસના સુખમાં સર્વે અંગ્રેજો ભાગ લેતા હોય એમ જણાતું. પ્રાર્બસનો ઉત્કર્ષ દેખી સર્વે પ્ર-

સમ રહેતા. એથીજ સિદ્ધ થાય છે કે તેનામાં પૂર્વે કહ્યા પ્રમાણે કેટલાક મનોહર શુભ ગુણોનો સંગમ થયો હતો આપણા પંડિતો કહેછે કે.—

दानंप्रियवाकूसहितं ज्ञानमगर्वंक्षमान्वितंशौर्यं

वित्तंत्यागेनयुक्तं दुर्लभमेतनूचतुष्टयंलोके.

દાન અને તે વળી હિત વચન સાથે, જ્ઞાન અને તે વળી અગર્વ એટલે વિનય સાથે, શૌર્ય અને તે વળી ક્ષમા સાથે, લક્ષ્મી અને તે વળી પુણ્યદાન સાથે, એ ચારે આ લોકમાં દુર્લભ છે.

કુલીન સ્ત્રીયોનું પરમ ભુષણ એવા મૃદુ (પ્રસન્નતા અને નમ્રતા આદિ) ગુણો, ફાર્બસની વિદ્યા અને સત્તા આદિસાથે, એવી સુંદર રીતે મળ્યા હતા કે બસ.

તે ધાર્મિક હતો. કોઈનું મન દુઃખાવવાને રાજી નોહોતો. સર્વનું કલ્યાણ ઈચ્છતો. સર્વના સુખમાં પોતે સુખ માનતો. જગતમાં તેનો કોઈ શત્રુ નહોતો એમ કહિયે તો તે કંઈ વિશેષ ના કેહેવાય.

ફાર્બસના ઉપર ઈશ્વરની કૃપા સારી હતી તેથી તે પૂર્ણ ભાગ્યશાલી હતો. તેનું આખું જીવતર ઉપકૃત થયેલાના આશીરવાદથી સુખમાં અને શાન્તિમાં વીતી ગયું છે. મહા વૃક્ષ વાવનારાઓને તેનાં ફળ ચાખવાનો સમય ભાગ્યેજ આવેછે. એવાં વૃક્ષને ફળતાં વિશેષ વાર લાગેછે; એટલામાં વાવનારના અસ્થિર દેહનો અંત આવીજાયછે. પોતાનાં વાવેલાં બીજોનાં વૃક્ષો થઈ તે ઉપર ફૂલ ફલ બેસતાં દેખી થતા શુભ સંતોષાનંદનો અલભ્ય લાભ સુકર્મિ ફાર્બસને મળ્યો હતો.

બહુ કરી સર્વ મનુષ્યો એકાન્તમાં હોયછે ત્યારે પોતાની સ્વાભાવિક સ્થિતિમાં હોયછે. કોઈ ઉપરીની દૃષ્ટિ તેના ઉપર પડેલીછે એવું તેના જાણ્યામાં હોયછે, ત્યારે તે વિશેષ કૃત્રિમ સ્થિતિમાં આવેછે. મનુષ્યોના કામને પણ એજ નિયમ લાગુ પડેછે. આ વાત ફાર્બસના જાણ્યામાં તેથી પોતે નાંખેલાં બીજ કેવી સમૃદ્ધિ પામ્યાં છે, તેને તેમની સ્વાભાવિક સ્થિતિમાં જોવાસારૂં, ગુજરાત ભણી પોતાના અવસાન કાળના થોડાજ

માસ પેહેલાં ફાર્બસ અગોચર (કોઈ જાણે નહિ એવી રીતે) આવ્યાં હતા; અને પોતાની પ્રેમભરી દૃષ્ટિયે સર્વ યથાવિધિ નિરખી જોયું હતું. પોતાનાં વાવેલાં સૂક્ષ્મ કણોનાં ફાલીને સજ્જડ વૃક્ષ થયેલાં જોઈ ફાર્બસને જે સંતોષ થયો હશે તેનો અનુભવ તો વિરલ ભાગ્યશાલીનેજ હોય.* એ એક ઉચ્ચ પ્રતિના સંતોષનું વર્ણન કરવું કઠિણ છે, તે માત્ર અનુભવિ શકાયછે. તેના અજાણો તે સમજી શકનાર પણ નહિ તેથી તેનું વર્ણન એક રીતે નિરર્થક કોઇ કેહે તોપણ ચાલે.

ફાર્બસનું છેલું પ્રસિદ્ધ લખાણ જગત વિખ્યાત સૌરાષ્ટ્રના સોમનાથ વિષેનુંછે. તે એશિયાટિક સોસાઈટીની મુંબઈની શાખામાં તા૰ ૧૪ એપ્રિલ સન ૧૮૬૪ માં વાંચવામાં આવ્યું હતું, અને તેથી તેજ સભાના પુસ્તકના ૨૩ મા અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યુંછે.

કૃષ્ણદાસ કૃત રત્નમાળા નામનો એક સુંદર વ્રજ ભાષાનો ગ્રંથછે. તેમાંનાં જેટલાં રત્ન હાથ આવ્યાંછે તેટલાંનું ઇંગ્રેજી કવિતામાં ફાર્બસે ભાષાન્તર કર્યું છે. અને તે છપાઈને હવણાંજ બાહાર પડ્યું છે.

જેસભા"ફાર્બસ" નું પ્રતાપી નામ ધારણ કરેછે, જે સભાના સંબંધમાં આ ચરિત્ર પ્રસિદ્ધ થાયછે, અને જે સભાને ફાર્બસના મરણથી સર્વકરતાં વિશેષ હાની થઈ છે— કારણ મનના મનોરથ મનમાં રહ્યા એવું જે સભાને થયું છે - તે સભા સંબંધી થોડું જણાવી આ વિષય સમાપ્તિ પામશે.

મુંબઈમાં લક્ષ્મીની ભરતી આવી હતી, તે સમયે તેનો લાભ લઈ દેશહિતનાં કાર્ય કરવાને, ધનરૂપી જળ, સભા કે મંડલી રૂપી પાત્રોમાં ભરી લેવાનો વિચાર, કેટલાક ગૃહસ્થોના મનમાં આવ્યો હોય એવું થયું

---

* પૂર્વ ફાર્બસે સરસ્વતીને તરત બંધન મુક્ત કરી હતી, પણ તેને પોતાનું મંદીર ન હોવાથી તે ત્હેવેળા ત્યાંથી બહુ દૂર ગઈ નોહોતી. પોતે છુટી થઈ ભદ્રના બંધીખાનામાંજ રહી હતી. પરંતુ ફાર્બસ ફરીથી છેલો ત્યાં ગયો ત્યારે તેને પુષ્ટ થયેલી અને પોતાનુંજ એક સુંદર મંદીર (હીમાભાઈ ઈન્સ્ટટ્યુટ) કરી મિ. કર્ટિસ જેવા પુજારીના સાધનથી મહાલતી દીઠી. એવા અનેક સારા ફેરફાર ફાર્બસે પોતે નજરે જોયા હતા.

હતું. અને તેપ્રમાણે કેટલાક ગૃહસ્થોએ પરોક્ષ અપરોક્ષ કામ સાધી પ-
ણ લીધાંછે; ઉદાર શ્રીમંતોને સૂચના કરીને અને કેટલાકોને પ્રેરીને લ-
ક્ષાવધી ધન પરોપકારનાં કામોમાં કઢાવ્યાંછે. ધન્યછે ઉદાર શ્રીમંતો-
ને અને ધન્યછે તેમના દૂરદર્શી પ્રેરકોને. ભરતીનો તો ઓટ થઈ ગયો,
પણ પેલાં શુભ કામો સારૂ ભરી લીધેલાં પાત્રો હજી રહ્યાંછે. તે લખ્પલ-
ખ્પિત આનંદદાયક પાત્રો અનેક પ્રકારના વિચાર ઉત્પન્ન કરેછે. તે વિ-
ચારો અત્રે સ્ફુટ ન કરતાં અનુભવી વાંચનાર વિવેકીને માત્ર તેની સ્મૃતિ
કરાવવી એટલું પૂર્ણ ધરાયછે. ઈશ્વરની લીલા અકળ અને અપર-
મપારછે એ સત્યછે.

અખિલ જગતમાં સર્વોપરી સંસ્કૃત તેની પુત્રી ગુજરાતીભાષા,
—જે વિચારની વાચક મુદ્રા, અથવા જ્ઞાનના ભંડારની મજુસનો
આપણા ગુજરાતી બાંધવોનો અર્થ સારશે, એવું ઉપયોગી સાધન—તે-
ને સર્વ પ્રકારે પોષવી અને શૃંગારવી એવો સંકલ્પ ઉઠયાથી, તેમ કરવાનાં
સાધનઉપર પ્રથમ આ લખનારનું લક્ષ ગયું. તેમ કરવામાં પ્રથમ
એક મિત્ર (જે પોતાનું નામ પ્રસિદ્ધ કરવા ઈચ્છતો નથી ) જે દેશિયોનો
મિત્ર, ધાર્મિક અને જે અગોચર રીતે લોકનું યથાશક્તિ કલ્યાણ કરવા
સદા તત્પર રેહેછે, તેમનું સંમત લીધામાં આવ્યું. તેણે એ શુભયોજ-
નામાં ઊત્તેજન આપ્યું. સંકલ્પ સિદ્ધ થાય એવી આશા થવા માંડી.
મહાવિદ્વાન, ઉદાર, પરોપકારી, દેશિયોના મિત્ર, અને સંક્ષેપમાં
આપણે જેનું જીવનચરિત્ર વાંચિયે છિયે તેવા પ્રકારના પુરૂષોમાંનો એ-
ક ડાક્ટર ઉલસન તેને એ વિચાર સંભળાવ્યો. તેણે પણ પો-
તાની સમ્મત્તિ આપી. એ રીતે એ સંકલ્પ બલવાન થઈ સારૂ રૂપ ધા-
રણ કરવા લાગ્યો. એવામાં ગુજરાત અને ગુજરાતી ભાષાસાથે સજ્જ-
ડ થઈ ગયેલું ફાર્બસનું પ્રતાપી નામ સ્વાભાવિક રીતેજ, આલ-
ખતાં આજ શોક મિશ્રિત આનંદ પામનારને, સ્ફુરી આવ્યું.
તેણે ફાર્બસ સાહેબની ભેટ લઈ સર્વ યોજના નિવેદન કરી. તે વે-

ના અંતઃકરણમાં આનંદ પામી તદ્દર્શક પ્રસન્ન મુખે ફાર્બસે કહ્યું કે— " મારા મનમાં એ વિચાર નિરંતર રમ્યા કરતો હતો, પરંતુ મારી-પાસે સાધન ન હતાં તેથી સિદ્ધ કરી શક્યો નથી. હવે એ કામમાં * * * યથાશક્તિપ્રમાણે બહુ ખુશીથી સર્વ પ્રકારે હું સામીલ રહીશ. ઈ૦ઈ૦" પછી એ વિચાર સિદ્ધ કરવા ફાર્બસે પોતાનું બહુ ધ્યાન આપવા માંડ્યું. અત્રેના કેટલાક શ્રીમંત ગૃહસ્થોને કાને એ વિચાર મેં નાખ્યો, તેમણે નાણાંનો આશ્રય આપવા સ્વીકાર કર્યું. તે સમાચાર મિ૦ ફાર્બસને કહ્યા એટલે તેમને અધિક ઊત્સાહ થયો. ધારેલી સભાના ઉદ્દેશ શાશા છે તેવિષેનાં પ્રસિદ્ધીપત્ર છપાવી સર્વને જાણ કર્યું. સૌરાષ્ટ્રના રાજાઓ પાસે નાણાંનો આશ્રય લેવા ત્યાંના અધિકારિયો દ્વારાયે ફાર્બસે પ્રયત્ન કર્યો. રા૦ મુકુંદરાયે તે કામ ઉત્સાહથી માથે લીધું. ફાર્બસસાહેબનું નામ સૌરાષ્ટ્રદેશના રાજાઓને એટલું બધુ પ્રિય હતું કે ફાર્બસ સારૂ જે કરે તે ઓછું, એવું તેઓ માનતાહતા. તેમણે ઉદાર મનથી ગુજરાતી સભાઅર્થે નાણાં ભર્યાં. એ સભાના ઉપયોગ સારૂ એક લાખ રૂપિયા, એકઠા કરવાનો વિચાર હતો. તેમાંથી રૂપિયા ૨૮૨૦૦* અઠાવીશ

---

* એરીતે ભરાયલાં નાણાંમાંથી જે આજ સુધીમાં વસુલ થયાં છે તેની વિગત.

૫૦૦૦ શ્રી જુનાગઢના નવાબ સાહેબ.
૫૦૦૦ શ્રી ભાવનગરના ઠાકુર સાહેબ.
૪૦૦૦ શ્રી નવાનગરના જામ સાહેબ.
૨૫૦૦ શ્રી ધરાંગધરાના રાજા સાહેબ.
૨૦૦૦ શ્રી પોરબંદરના રાણા સાહેબ રૂ. ૨૫૦૦ માંથી
૧૭૫૦ શ્રી ગોંડલના ઠાકુર સાહેબ.
૧૨૫૦ શ્રી વઢવાણના ઠાકુર સાહેબ.
૧૨૫૦ શ્રી લીંમડીના ઠાકુર સાહેબ.
૧૦૦૦ શ્રી મોરબીના ઠાકુર સાહેબ.
૧૦૦૦ શ્રી પાલીતાણાના ઠાકુર સાહેબ.
૩૦૦ શ્રી ચુડાના ઠાકુર સાહેબ.
૩૦૦ શ્રી સાયળાના ઠાકુર સાહેબ.
૩૦૦ શ્રી જસદણના ઠાકુર સાહેબ.

હજાર બસે સૌરાષ્ટ્રમાં ભરાયા; અને માત્ર થોડાકજ દિવસમાં મુંબઈના શ્રીમંતરાજેએ ૨૦૩૭૫૦૦ ભર્યા. બીજા ગૃહસ્થો એ વાત જાણુતા ગયા તેમ તેમણે પણ સારો આશ્રય આપવાનો વિશ્વાસ આપ્યો, તેઉપરથી ધાર્યા કરતાં અધિક નાણાંનો આશ્રય મળશે એવું એક સમયે ભાસ્યું હતું.

ફાર્બસને બંગલે પ્રથમ થોડા ગૃહસ્થો મળ્યા. અને પછી તા૦ ૨૫ મી માર્ચ સન ૧૮૬૫ ને દિને પ્રસિદ્ધ ગૃહસ્થોને આમંત્રણ કરી એક સભા મુંબઈના પુરાલયમાં મેળવી. સર્વેના એક મતથી "**ગુજરાતી સભા**" સ્થપાઈ. તેમાં મિ૦ **ફાર્બસ** પ્રમુખ, બીજા સંભાવિત પુરૂષોની એક અધિકારી મંડળી, અને આ લખનાર મંત્રી, એ રીતે નિયમાયા; અને હર્ષભરી સભા વિસર્જન થઈ. તે સમયે સર્વેએ એવી પ્રીતિ દેખાડી કે એ શુભ કાંમ યથાર્થ સિદ્ધિ પામશે એવું કોઈને પણ લાગ્યા વિના રહે નહિ.

પરંતુ મનુષ્યનું ધાર્યું શું થાય છે! ઈશ્વરની અકલિત માયા કોનાથી કળાઈ છે! ઉપરનો વિચાર કરીને ઉડચા તેજવેળા મુંબઈને માથે એક સંકટ ચક્ર અદૃશ્ય ભમતું હતું. તેની કોઈને ગમ નોહોતી. એવી સંધીમાં વલી **ફાર્બસ**ની પ્રકૃતિ બગડી તેથી તેમને મુંબઈ છોડવી પડી. મંત્રીને પણ કંઈ અગત્યના કામ સારૂં સ્વગામ જવું પડ્યું. એથી તરત કામ અગાડી ચાલી શક્યું નહિ. કેટલેક માસે મુંબઈમાં પાછું આવવું થયું ત્યારે મુંબઈની દશા વિપરીત દીઠી. અદૃષ્ટ દેવિયે શોકનો પડદો

---

૨૦૦ શ્રી બજાણાના ઠાકુર સાહેબ.
૨૦૦ શ્રી માલિયાના ઠાકુર સાહેબ.
૧૦૦ શ્રી કોટડાના ઠાકુર સાહેબ.
૧૦૦ શ્રી વીરપોરના ઠાકુર સાહેબ.

એરીતે કાઠિયાવાડનાં અને બીજાં જાજ મુંબઈનાં નાણાં વસુલ થયાં છે તે અગ્રેજની મુંબાઈ બેંકમાં વાજે રાખવામાં આવ્યાં છે.

એકદમ નાંખેલો દેખાયો. જે જે ગૃહસ્થોને થોડાકજ માસ ઉપર સુખ-માં દીઠેલા, તેતે ગૃહસ્થોને સંકટમાં મુઝાતા દીઠા. અનુભવિ પંડિતો કહી ગયાછે કે " धर्मस्य त्वरितागतिः " તેને અનુસરી જે ગૃહસ્થોએ નાણાં ભ-ર્યાં હતાં તેમને તત્કાલ સૂચવવામાં આવ્યું; પણ તેઓને પોતાની પીડા-ની વેદના એટલી બધી વધી ગઈ હતી કે, તે બીજા કશા ઉપર લક્ષ રા-ખી શકતા નોહોતા. તેનું પરિણામ એ થયું કે નાણાં વસુલ થઈ શક્યાં નહિ.

આ પરિણામથી સભાને કંઈ ભારે હાની થઈ એવું મને લાગતું નહિ. કારણ એ સાધનને તો પાતાળમાંથી પકડી લાવે એવા ગૃહસ્થો એ સભા-માં સામીલ હતા. પરંતુ એક અસાધ્ય હાની એ સભાને તેજ સમયે થઈ.

બહુ વિચારો કરવાથી મસ્તકમાં રોગ ઉત્પન્ન થયો તેથી, થોડાદિવસ તેની પીડા ભોગવી તા૦ ૩૧ મી આગસ્ટ સન ૧૮૬૫ ને દિને ફાર્બસનો દેહ પુનામાં ધી આનરેબલ. એલિસના બંગલામાં પડ્યો, અને તે સ દ્ગતિ પામ્યો. ફાર્બસના મરણથી સભાને એવોતો દુઃસહ ધક્કો લા-ગ્યો કે તેની મૂર્છા વળવી દુર્લભ થઈ પડી.

તેને એ સભા કેવી પ્રિય હતી અને તેના ઉપર તેની અંતઃકરણથી મમતા કેવી હતી તેની સાક્ષી પૂરવા નીચેનું ફાર્બસનું માત્ર એક વચન અનેકનો અર્થ સારે એવું છે. અંતકાળ વેળા જે જે કામોસાથે ફાર્બ-સને સંબંધ હતો, તે તે કામો એમના મિત્રોએ સંભાળી લીધાં, ત્યારે "ગુ-જરાતી સભાનું " કામ પણ સંભાળી લેવા એમના મિત્રો એ કહ્યું તે સ-મયે ફાર્બસે ઉત્તરઆપ્યો કે—" **સર્વ કામ તમને સોંપીશ, પણમારી ગુજરાતી સભાનું કામ તો અંત સુધી કોઈને સોંપવા હું રાજીનથી** " આ વાક્ય કેવા હ્રદયમાંથી નીકળ્યું હશે તે દર્શાવવા તેમાંના પ્રત્યેક અ-ક્ષરો એવાતો સમર્થ છે કે બીજાને એક માત્રાવા પણ કહી પુષ્ટિ કરવાની અગત્ય નથી.

**એ પ્રમાણે ફાર્બસના મરણથી ગુજરાતી સભાનેજ એકલીને અસા-**

ધ્ય હાની થઈ એવું નથી. જેની જેની સાથે તેનો સંબંધ હતો તેને તે-
ને એના મરણથી હાની અને શોક થયો છે. અને ક૦ દલપતરામ કે-
હેછે તેમ, "કીરતી કોટ કિલાક જવાથકી આખી થઈ ગુજરાત ઉદાસી."
કાઠિયાવાડમાંથી રા૦ મુકુંદરાય લખેછે કે "ફાર્બસનું મરણ જાણી અત્રેના
ઘણા રાજા રજવાડામાં પોતાના કુટુંબનું એક ઉપયોગી મનુષ્ય ગયાથી
જેટલો શોક થાય એટલો થયો છે." ગુજરાતમાં તેને વધારે સહવાસ
હતો એટલે ત્યાંના લોકોને શોક થાય એમાં તો નવાઈજ શી. (જે બ-
હુ વર્ષ ફાર્બસ સાથે રહ્યા અને જેમનાથી ફાર્બસના ઘણા સમાચાર
આપણને મળ્યા છે તે) ક૦ દલપતરામે "ફાર્બસ વિરહ" નામનું એક
પુસ્તક લખ્યું છે તે સર્વને વાંચવાની આ પ્રસંગે ભલામણ કરિયે છિયે.
એ પુસ્તકમાંની કવિતા પ્રાસંગિક અને સ્વાભાવિક છે. ફાર્બસ, દલપ-
તરામનો ભોજ હતો. દલપતરામનું કવિત્વ ફાર્બસથી ખરૂં પ્રકટ થયું
અને તે ફાર્બસ સંબંધી લખતાં શક્ત્યનુસાર પૂર્ણ દશા પામ્યું છે. ફા-
ર્બસના વિયોગથી ક. દલપતરામને અનેક પ્રકારની હાની થઈછે, તેથી
તેનું હૃદય પોચું થઈ નિર્મળ સ્નેહ બતાવેછે. તે કેહેછે કે.—

છંદ્રવિજય.

ગામ, ગરાસ, ધરા, ધન, ધામની ખોટનું દુઃખ ખરૂં પણ ખોટું;
સંતતિહીન, કુટુંબ કુસંપનું, છાતિ તણું દુઃખ, તે પણ છોટું;
ક્રોડ રીપુ તણું કોણ ગણે કદિ ચોગણું આવી ચડી દુઃખ ચોટ્યું:
મેં મનમાં અનુમાન (ીઅનુભવી) કર્યું, દુઃખ મિત્ર વિયોગનું સર્વથી મ્હોટું.

'ગુજરાતી સભાએ' ફાર્બસનો શોક એવી રીતે બતાવ્યો કે તેનું ના-
મજ તેણે પોતાનામાં કોતરાવ્યું; અર્થાત "ફાર્બસ" ગુજરાતી સભા
એવું નામ ધારણ કર્યું. એશિયાટિક સોસાઈટીની શાખાએ પણ પોતા-
ના પત્રકમાં ફાર્બસ શોકદર્શક લેખ લખ્યોછે. સુરતના લોકોએ ફાર્બસનું
સ્મરણ રાખવા સારૂ થોડું નાણું એકઠું કર્યુંછે, અને પ્રતિવર્ષે તેમાંથી તે-
ને પ્રિય એવી જે ગુજરાતી ભાષા, તેને પુષ્ટિ મલે એવી યોજનાઓ કરેછે.

મુંબઈમાં યુરોપિયનો અને દેશિયોએ એકઠા મળી બીજે માર્ગે ફાર્બસનું સ્મરણ રેહે એવું કરવા થોડું ભંડોલ એકઠું કર્યું છે. તેમાંથી રૂ ૫૦૦૦) આ પ્રાન્તની સર્વત્રશાળા અથવા સર્વવિદ્યોત્તેજકમંડલીને સ્વાધીન કર્યાછે. તેમાંથી ન્યાયશાસ્ત્રમાં પ્રવીણ નીકળે એવા વિદ્યાર્થીને એક ફાર્બસના નામની મુદ્રા (ચાંદ)આપવી એવો નિશ્ચય થયોછે.પોતાના જીવતર માંજ સારાં બીજ વાવવામાંએવું એક સાધન ફાર્બસ થયોછે કે તેનાં વૃક્ષ દિનપરદિન વૃદ્ધિ પામતાં જશે, તેમ તેમ તેનું અધિક અધિક સ્મરણ કરાવતાં જશે, એટલે તેના મરણ પછી સ્મરણ કરાવવા બીજા કોઈની સહાયતાની કાંઈ અગત્ય રહી નથી. તેમાં વળી ક. દલપતરામ તો કેહેછે કે

કવિત.

માળ્યાં હશે બીજાઓને મોટાં મોટાં માનપત્ર,
ચીંથરાં થઈ જશે તે ચુંથાઈ ચુંથાઇને;
બનાવી બનાવીને બેસાર્યાં હશે બાવલાં તે,
પાવલાંની કીમતે કદિ જશે વેચાઈને;
મસીદો મીનારા કે કરાવેલા કીરતી થંભ,
ઘણે દાડે તેતો જશે સમૂલા ઘસાઇને;
કવિતાથી ઠામ ઠામ કહે દલપતરામ,
ફારબસ તણા જસ રેહેશે ફેલાઇને.

ફાર્બસનો સ્વભાવ મહાન અને માયાળુ હતો તેતો આપણે જોઈ લીધુંછે. તે એક ખરો ગૃહસ્થ હતો. દેશી પરદેશીમાં કંઈ અંતર ગણતો નહિ. સર્વ સાથે યોગ્ય સન્માનથી વર્ત્તતો. તેના અંતઃકરણ જેવું તેનું મુખ પણ સદા મધુર શરમાળ અને પ્રસન્ન રેહેતું. પ્રારંભમાં તેની છબી મૂકી છે એટલે તેના અંગનું વર્ણન કરવાની અગત્ય નથી.

મિ૰ફાર્બસને ચાર પુત્ર અને બે પુત્રિયો છે. તેમાંથી સર્વથી વડા પુત્રનું વય ૨૧ વર્ષનું છે. તેનું નામ જાન. ફ્રેજર. ફાર્બસ. તે વિલાયતમાં છે. બીજો ૧૯ વર્ષનો હેન્રી. ડેવિડ. અર્સકીન ફાર્બસ સિંધમાં સરવે

ખાતામાં હવણાજ નોકર થયો છે. ફાર્બસની વિધવા અને બીજુ કુટું-બ વિલાયતમાં છે. ફાર્બસ સાહેબ સંતોષી હતો. મુંબઈમાં ખરા સટ્ટાના સમયમાં ઘણા અંગ્રેજોએ હસ્તે પરહસ્તે સટ્ટામાં ભાગ લીધો હતો, પણ ફાર્બસસાહેબે તેનું નામ પણ નોહોતું દીધું. પરંતુ કુસંગાસંગ દોષ જે-વી એક મહા ખેદકારક વાત બની છે. પોતાના સર્વ ધનના ફાર્બસે મું-બઈબેંકના શેર લઈ રાખ્યા હતા. તેથી તેનો કાળ થયા પછી તેના કુટું-બને 'સોનાનો સર્પ થઈ જાય તેમ' ધન સંબંધી હાની પણ ભારે થઈ છે.

મનુષ્ય પ્રાણી સંપૂર્ણ નથી. ઉપરના જીવન ચરિત્રમાં કંઈ દોષ દે-ખાતો નથી, એટલુંજ નહિ પણ કોઈ કોઈ પ્રસંગે, જ્યાં જ્યાં સદ્ગુણ દેખે ત્યાંત્યાં મોહ પામી વશ થઈ જનાર મનથી, અધિક પ્રશંસા પણ થઈ હ-શે;તેવિષે પાછાં તટસ્થ થઈ વિચાર કરતાં આ લખનાર છેક અભાન છે એમ નથી. તો પણ, મારા જાણ્યામાં ફાર્બસના દોષ આવ્યા નથી; એ-ટલે, કોઈના ધાસ્યામાં આવે એવી, સારા ગુણના પ્રકાશથી જંખાઈ જવાની નબલાઈ પોતે સ્વીકાર કરવી એ મને સુતર લાગ્યું છે. વળી સ્વાર્થ અને કામના વિના કલ્યાણ કરનારા મહાનૂ જનો આપણા દેશ ઉ-પર ઉપકાર કરે, તેની તુલના અને મૂલ હોય તેથી અધિક ગણવું એ આ-પણ કૃતજ્ઞી લોકનો ધર્મ છે.

## શિખરિણી.

ભરેલા સદ્ગુણો કશુ ચિત અભિમાન ન વસ્યું,<br>
મને જેને તો લોકહિત કરતાં પ્રીય ન કસ્યું.<br>
પ્રજા રાજા વચ્ચે પ્રીતિ સબલ સુબંધન બને,<br>
વદો આશી સૌ, ફાર્બસ વતંધિકારી પુરૂષને.

---

**મનસુખરામ સૂર્યરામ.**

ફાર્બસ ગુજરાતી સભાનો મંત્રી.

# रासमाळा.

## પ્રકરણ. ૧

### ગુજરાતની સ્વાભાવિક સીમા-શત્રુંજય-વલ્લભિપુર.

ગુજરાત પ્રાન્ત પશ્ચિમ હિંદુસ્થાનમાં છે, તે બે ભાગ મળીને થયલો છે– તે માંહેલો એક ભાગ ખંડસ્થ છે, અને બીજો દ્વીપકલ્પસ્થ છે; તેમાંથી દ્વીપકલ્પસ્થ ભાગ ઘણો ખરો ઓમનના કિનારાની સામે, અને સિન્ધ તથા મકરાનના કિનારાની નીચે, આર્બી સમુદ્રમાં વધી ગયલો છે. ખંડસ્થ ભાગ અથવા ખરા ગુજરાતની દક્ષિણ સીમા, હિંદુલોકો નર્મદા નદી ગણેછે. તથાપિ એ પ્રાન્તની ભાષા, દક્ષિણમાં બહુ આઘે લગી, નર્મદાના મુખથી તે મુંબાઈ ભણીના અર્ધા રસ્તા સુધી-છેક દમણ અથવા સેન્ટજોન ( સજાણ ) લગણ બોલાયછે. ગુજરાતની ઉત્તર સીમાએ, વિંધ્યાચલ અને આરાવળી પર્વતને સાંધનારી ડુંગરની હાર આવી છે, તે નર્મદા નદીના કિનારાની ઉત્તરમાં છે, અને માળવા, મેવાડ, તથા મારવાડથી ગુજરાતને નોંખો પાડી દેછે. એની પશ્ચિમ અને વાયવ્ય સીમાએ, કચ્છનો અખાત અને રણ જે કોઈ કોઈ વેળાએ ઘણું ખરૂ પાણીથી ભરાઈ જાયછે તે છે; એની દક્ષિણ અને નૈરુત્ય સીમાને કિનારે ખંભાતનો અખાત અને આર્બી સમુદ્ર છોળો મારેછે. ગુજરાતની આ પ્રમાણેની સીમામાંહેથી એનો વાયવ્ય કોણ ભણીનો ભાગ છેક બંધ વિનાનો છે, અને ત્યાંથી એ પ્રાન્તઉપર બહુ હલ્લા થયલા છે, ત્યાં આગળ સપાટ રેતીનું મેદાન છે, તે કચ્છના ની અને આબુ પર્વતની તલાટી વચ્ચે આવેલું છે.

જે પર્વત ગુજરાતની ઉત્તર અને પૂર્વ સીમાએ આવેલા છે, અને જેની અનેક શાખાઓ એ પ્રાન્તના છેક પાસેના ભાગ સુધી પ્રવેશ થઇછે, તે પર્વત ઉભા, ખડબચડા, અને દુર્ગમછે. ડુંગરાના સ્કંધ અને શિખરો વચ્ચેની ખીણો જંગલથી પથરાઈ ગયલી છે. આ જંગલોની ઘોર છાયામાંથી અનેક નદિયો ચાલેછે, તેઓની ઉંચી તેડો તોડીને લાંબા, ઉંડા અને ગુચપુચિયા વેહેળા બની રહેલા છે, અને તેઓના ઉપર ઝાડ તથા વનસ્પતિ ઉગીને ઘણાં ખરાં ધાડાં ઉપવન બની રહેલાં છે. જેમ સપાટ ભાગ નજર આવતો જાયછે, અને વન દેખાતું બંધ થતું જાયછે, તેમ નદિયો પોહોળી અને ઓછી આરણ્યક થતી જાયછે; અને આગળ જતાં સાભરમતી, મહી, અને નર્મદા એ ત્રણ ધોરી નદિયોમાંથી જેની સમિપમાં આવી જાયછે તેનો સંગમ કરી અંતે ખંભાતના અખાતને મળેછે. ગુજરાતનો ઘણો ખરો નૈઋત્ય કોણનો આખો સાઠ મૈલનો પ્રદેશ, કચ્છના રણથી માંડીને તે નર્મદાના કિનારા સુધી, દ્વીપકલ્પને મોખરે, અને ખંભાતના અખાતને ઉત્તર અને પૂર્વ કિનારે આવી રહ્યોછે, તે ખુલ્લો અને પૂર્ણો થયલો સપાટ છે; આ ફલદ્રૂપ પ્રદેશનો ઘણો વિભાગ, અને મુખ્યત્વે કરીને જે સાભરમતી અને મહીની વચ્ચે આવ્યો છે તેટલો, ઝાડની સરસ ઘટાથી છવાઇ ગયલોછે, તે ઝાડમાં ઘણાં તો આંબાનાં છે, અને બાકીનાં બીજી જાતનાં છે, તેઓના ઉપર ફલ લટકતાં દેખાયછે અને ઘણાજ દેદીપ્યમાન રંગનાં પાંદડાં ઝળકી રેહેછે. આ પ્રદેશ મહારાષ્ટ્રનો ઇતિહાસ લખનાર કેહેછે કે, "ઇંગ્લાંડના ઉમરાવોના સર્વોત્તમ બગાનોની હારે સેંકડો મૈલ સુધી ઉત્તરે ગયો છે." વળી ડુંગરાવાળા પ્રદેશમાં ખેતીવાડી કરવામાં આવતી નથી, તોપણ જ્યાં જ્યાં વાવણી કરવામાં આવેછે ત્યાં ત્યાં બહુજ સારી ફ[illegible] [illegible]ા જોવામાં આવેછે. ખેતરોની સારી સંભાળ લેવામાં આવેછે. અ[illegible]મ પાકથી ભરચક જણાયછે; અહિયાં પણ આંબા અને બીજાં

રેપેલાં ઝાડ બહુજ વધારે જોવામાં આવેછે; અને, સપાટી ચડતી ઉતરતી છે, તથા જંગલ અને ડુંગરા નજરે પડેછે તેથી મિસ્તર એલ્ફિન્સ્ટન લખેછે તે પ્રમાણે "હિંદુસ્થાનનો બીજો કોઇ ભાગ એના કરતાં વિશેષ ફળદાયક અને વધારે રમણીય દેખાવ નજરે પાડતો નથી."

કચ્છના ન્હાનારણના છેડાથી સુમારે વીશ મૈલને અંતરે અગ્નિકોણમાં, ખારાપાણીનું એક મ્હોટું સરોવર શિરૂ થાયછે, તે ઠેઠ ખંભાતના અખાતના મથાળા સુધી જઇ પોહોંચેછે, અને ખરાગુજરાતની તથા સોરઠ અથવા કાઠિયાવાડના દ્વીપકલ્પની સીમા બની રહેછે. અસલને વારે આ બન્ને ભાગ એક બીજાથી પૂરી રીતે છૂટા પડેલા હશે, અને ખરૂં જોતાં સોરઠ એ એક બેટ હશે એવો સંભવ જણાયછે*.

ખંભાતના અખાતના પશ્ચિમ કિનારા ઉપર, ભાવનગરની ઉત્તરમાં થોડેક મૈલને અંતરે ગ્રાનિટ ( કઠણાસ ભરેલા ) પથ્થરના ડુંગરાની હારછે, તે સ્થિર સરોવર સરખા સપાટ પ્રદેશમાં, જાણે દરિયાના મોજાની વચ્ચોવચ્ચ બેટનું ઝુમખું તરતું હોયની એવી દેખાયછે. આ ખડબચડા શિખરોની ટોચ જે ચમારડી ગામ ઉપર ઝોકી રહીછે ત્યાંથી જે દેખાવ નજરે પડેછે તેના કરતાં ચડિયાતા દેખાવ, આખા હિંદુસ્થાનમાં, ઇતિહાસ સંબંધી તથા દંતકથાઓ વિષેની વિચાર સંકલનામાં રમુજ પાડે એવા, તથા વિવિધપ્રકારના બીજા થોડાજ હશે.

ચમારડીના ખરાબાને એકવાર દરિયાના પાણીની છોળો વાગતી હતી એવી દંતકથા ચાલેછે તેને, ત્યાંની બખોળોથી પુષ્ટી મળેછે, કેમકે, તે બખોળો દરિયાના મોજાથી પોલી થઇ હોય એવી ખુલ્લી રીતે જણાય-

---

* આ વિષય સંબંધી સુચના મેળવવા કાજે, બામ્બેબ્રાન્ચ આવ ધી રોયલ એશિયાટિક સોસાઇટીના જર્નલના ભાગ ૫ મા ને પૃષ્ઠ ૧૦૮ મેં મેજર ફુલજેમ્સનું છે તે જુવો. તેમજ વળી, એલ્ફિન્સ્ટન કૃત હિંદુસ્થાનના અંગ્રેજી ઇતિહાસ ૧૮૪૧ ની આવૃત્તિના પેહેલા ભાગને પૃષ્ઠ ૫૫૮ મેં જુવો.

છે, તેની વચ્ચે ઉભા રહીને જોનારની નજર આગળ, ઉત્તર અને પૂર્વમાં આવી રહેલું, અને ઠેઠ ક્ષિતિજમાં જઇ અડેલું એવું કાળીભૂમિનું વિશાળ અને સપાટ મેદાન જણાયછે, તે પ્રતિ વર્ષે ઘહું અને રૂઉની વાવણીથી ભરપૂર થયલું રહેછે (જે ભાગ ઉપર અખાતની ભારે ભરતીનો પસારો થાયછે, અને જે ખારો અને ઉજ્જડ પડેલો દેખાય છે તે ભાગવિના) અને તેની સપાટી ઉપર પૂર્વ ભણીની દિશાએ રસ્તો કરવાને વ્યર્થ પ્રયત્ન કરનારા જળપ્રવાહથીજ માત્ર ખંડિત થયલું જોવામાં આવેછે. વળી એ ચમારડીના ડુંગર ઉપરથી, પ્રતાપવંત વલ્લભિના કિલ્લા આગળ થઇને વેહેતી, અને ઉનાળાના દિવસમાં પોતાના વાંકા ચૂકા માર્ગે મંદ મંદ ચાલતી, તથા વર્ષાઋતુમાં ઘણી જોરબંધ દરિયા ભણી રસ્તો કરતી, એવી નદી જોવામાં આવેછે. તેમજ વળી, કનકસેનના હજીસુધી ગુહ્ય રહેલા વંશનાં મ્હોટાં વાહાણ દરિયા ભણી લઈ જતી, અને જે હવણાં થોડી અને ન્હાની હોડિયોથી ખેડાય છે તોપણ જે નગર ઉપરથી તેનું નામ પડ્યું છે તેની પડખે થઈને જતી, અને ગોઘાના બંદરને પસાર કરતી, જે ખાડી પીરમના ચમત્કારિક અને મનોરંજક ન્હાના બેટને સોરઠના દ્વીપકલ્પથી જુદો પાડેછે તેને ધશી આવી ઘણા જુસ્સાથી મળતી, અને પોતાની અસલની મ્હોટાઈની નિશાનિયો બતાવતી, એવી ખારા પાણીની ભાવનગરની ખાડી પણ ત્યાંથી ઓળખાઈ શકાયછે. આ સપાટ ભૂમિમાં, ચમારડીની ઉત્તરે થોડાક મૈલને છેટે હાલનું વળા છે (જે હાલમાં ગોહેલ રજપૂત ઠાકોરની સત્તામાં છે.); તથા પુરાતન નગર વલ્લભિપુરનાં ખંડેર પડી રહ્યાં છે. અને એથી આગળ વળી, જાણે ઈતિહાસ વિષયક દેખાવનો સંબંધ ચાલતો રાખવાની તેની મતલબ હોય તેમ એક ઊંચો મિનારો લિયાનાથ નામે નગર દર્શાવેછે, આ ઠેકાણે અસલને વારે મુસલ- [illegible] પાદશાહના સરદારો પ્રાન્તની જમાબંધી વસુલ કરતા હતા. [illegible]ડી ગયલી મસ્જીદની પાસે અસભ્ય મરેઠાએ એક દેહેરૂં બાંધ્યુંછે.

અને મોખરે અશુદ્ધ જોડણીનો અને કઢંગી રીતે કોતરેલો નીચે લખેલો લેખ છેઃ—

"શ્રી શિવનાં પગલાં પ્રયાસથી દામાજી ગાયકવાડ અહરનિશ પૂજેછે. સંવત. ૧૭૯૪. (સન. ૧૭૩૮)."

ચમારડીના ડુંગર ઉપર ઉભો રહીને જોનાર, દક્ષિણ ભણી નજર કરે તો, પર્વતની હારોથી ચિત્ર વિચિત્ર થયલો આકાર તેની નજરે પડેછે. ભૂમિઉપર થોડાક મૈલસુધી અને પીરમની દક્ષિણમાં, ખોખરાના ડુંગર દૃષ્ટિએ આવેછે; છેક પાસે અને બહુ પશ્ચિમમાં, ખડકમય હાર સિહોર ને વિંટલાયલી દેખાયછે, અને એથી પણ પશ્ચિમમાં, આઘે, પવિત્ર પર્વત શત્રુંજ્યનો ઉત્તમ આકાર, જેના ઉપર ખડકવાળો ઉપરનો ડુંગર, જે રાજમંદિરના જેવી બાંધણિયોથી ભરપૂર છે એવો વિરાજતો છતો પાલીટાણાના શિખરો કરતાં પણ ઉંચો ઝોકાં ખાતો દેખાયછે.

જૈન લોકોના ૨૪ તીર્થંકર થયા તેમાંથી આદિ આદિનાથે* શત્રુંજ્યના પર્વતઉપર તપશ્ચર્યા કરી તેથી તે પવિત્ર ગણાયછે. તે સમુદ્રની સપાટીથી સુમારે બે હજાર ફૂટ ઉંચો છે. યાત્રાળુ લોક અહિં આવેછે તે પાલીટાણા શેહેરમાં થઇને પર્વતની તલાટિયે આવેછે, તે રસ્તે બન્ને બા-

* હિંદુઓના ચારયુગને મળતા, જૈનોના ૬ આરા છે. ત્રીજા આરામાં કશ્યપ ઋષિના વંશના ઇક્ષવાકુરાજાનો વંશજ નાભી રાજા થયો. તેને મારૂદેવી નામે રાણી હતી અને ઋષભ દેવનામે પુત્ર હતો તેજ જૈનનો પેહેલો તીર્થંકર આદિનાથ. ઋષભ દેવના પેહેલાં પૃથ્વી ઉપર વર્ષાદ વર્ષતો નહિ, અગ્નિની ઉત્પત્તિ હતી નહિ, કોઈ કાંટાવાળું ઝાડ થતું નહિ; વિદ્યા તેમજ ચતુરાઇનો ધંધો જગતમાં હતો નહિ. આ સર્વ ઋષભ દેવે દાખલ કર્યાં, માણસોને ત્રણ કર્મ શીખવ્યાં— ઉષીકર્મ, અથવા લડાઈ અને રાજ્યની વિદ્યા; માશી કર્મ, અથવા શાસ્ત્ર વિદ્યા; કાશીકર્મ (કૃષિકર્મ) ખેતીવાડીની વિદ્યા. આ વેળાએથી મનુષ્યોએ નિયમિત ધંધો કરવા માંડયો. છેલ્લા તીર્થં મહાવીરસ્વામી વિક્રમાદિત્યના સંવતની પેહેલાં ૪૭૦ વર્ષમાં (ઇ. સ. ની પૂર્વે ૫૨ મુક્તિ પામ્યા; ત્યાર પછી ત્રણ વર્ષ, આઠ માસ, અને બે અઠવાડિયે પાંચમા રાનો આરંભ થયો તે એકવિસ હજાર વર્ષ સુધી ચાલવાનો છે.

જુએ વડનાં ઝાડની હારો છે તેની ઘટાઓથી સૂર્યનો તાપ લાગતો નથી. પર્વતના સ્કંધ અથવા ચડાવ ઉપર બેથી તે ત્રણ મૈલ સુધી થાક લાગે એવો રસ્તો છે, પણ બે બાજુએ વિસામો લેવાની ઘણી જગ્યાઓ છે, પાણીનાં ન્હાનાં તલાવ અને કૂવા છે, તથા ન્હાનાં ડેરાં બંધાવેલાં છે. આ ડેરાંમાં તીર્થંકરનાં પગલાં છે. આવો રસ્તો વટાવીને યાત્રાળુ છેવટે બેટના જેવા ઉપરના ડુંગર આગળ આવી પોહોંચેછે. આ ડુંગર ઘણા સુંદર રંગના ખરાબાનો બનેલો છે, તેના ઉપર તેના ધર્મનું દેવાલય છે. આ ડુંગર બે શિખરનો છે તેની વચ્ચે એક ખીણ છે તે ઘણી ખરી પૂરાઈ ગઈછે, અને દેવાલય, અગાશિયો, અને વાડિયોથી છવાઈ ગઈછે. બધાયની આસપાસ કિલ્લોછે, અને તોપને માટે તેમાં કોશિકાં મૂકયાં છે. આ ઘેરાવામાં બીજા ન્હાના કિલ્લાછે તેથી ઘણાં દેવાલય પોતપોતાની મેળે સ્વતઃ કિલ્લાના જેવાં બની રહેલાં દેખાયછે. દક્ષિણ શિખર ઉપર મધ્યયુગનાં દેવાલય છે, તે કુમારપાળ અને વીમલશાહનાં બંધાવેલાં છે, ત્યાં એક તલાવ છે તે તે જગ્યાની દેવી ખોડિયારના મહિમાને લીધે પવિત્ર ગણાયછે, તેની પાસે જૈન તીર્થંકર ઋષભ દેવની રાક્ષસી કદની મૂર્ત્તિ છે, તેના પગ આગળ જીવતા ખરાબામાંથી કોરી કાહાડેલો પોઠિયો છે. ઉત્તર શિખરઉપર મ્હોટામાંમ્હોટું અને ઘણું પુરાતન દેવાલય છે તે દંતકથામાં કેહેવાતા સમ્પ્રતી રાજાએ બંધાવ્યું છે. એમ કેહેવાયછે. શત્રુંજય ઉપર જુનાં દેવાલય થોડાંછે; અને વારે વારે જિર્ણોધાર થાયછે તેથી તેમની આજુ બાજુએ હાલનાં દેવાલયછે તેમાંથી ઓળખી કાહાડવાને બહુ કઠણ પડેછે, પણ હાલનાં છે તે સર્વ ટૂંકને નામે ઓળખાય છે. હિંદુસ્થાનમાં, પશ્ચિમથી—સિંધુ નદીથી તે [illegible]ત્ર ગંગા નદી સુધી, અને હિમાલયના હીમના મુકુટધારી શિખરો[illegible]રે તેની કન્યાકુમારી, જે રૂદ્રને સારૂ સૃજેલી અર્ધાંગના, તેના ભક્ષા[illegible]ધીમાં એક નગર એવું નહિ હોય કે જ્યાંથી એક અથવા બીજી

વેળાએ, પાલીટાણાના ડુંગરને વિરાજમાન કરનાર દેવાલયોને નાણાંની ભેટ નહિ આવી હોય; એક ગલી પછી બીજી ગલી અને એક ચોક પછી બીજો ચોક, એ પ્રમાણે જૈન ધર્મનાં દેવાલય તેઓના ભવ્ય કિલ્લા સહિત વિસ્તાર પામ્યાં છે, તે અર્ધાં મ્હેલ જેવાં, અર્ધા કિલ્લા જેવાં, એકાન્ત અને મહિમાવાન પર્વત ઉપર દેદીપ્યમાન આરસ પાહાણનાં બાંધેલાં, અને સ્વર્ગનાં મહાલય સમાન, છેક ઊંચે હવામાં મૃત્યુ લોકને પગ દેવાને દુર્લભ, એવાં છે. દરેક દેવાલયના ગંભારમાં અજીતનાથની, આદિનાથની અથવા કોઈ બીજા તીર્થંકરની એક અથવા વધારે મૂર્ત્તિઓ છે, તેનો ઉદાસીન વૃત્તિ ધારણ કરેલો આરસ પાહાણની મૂર્ત્તિનો આકાર, રૂપેરી દીવિયોના દીવાના ઓછા અજવાળાથી, ઝાંખો દૃષ્ટિએ પડેછે; અગરબત્તીની સુગંધ હવામાં બેહેકી રેહેછે, અને ચકચકિત ફરસબંધી ઉપર ભક્તિમાન સ્ત્રિયો, સોનાના શૃંગાર અને વિચિત્ર રંગનાં વસ્ત્રથી ઝળઝળાટ મારતી, એક સ્વરી પણ મધુર સ્તવન ભણતી એવી, ઉઘાડે પગે પણ ધિમેધિમે પ્રદક્ષિણા કરેછે. શત્રુંજયને ખ્યાત પૂર્વ ભણીની અદ્ભુત કથાના એક કલ્પિત ડુંગરની ઘટિત રીતે ઉપમા આપી શકાય એવો છે; એના રેહેવાસિયો જાણે એકાએક આરસનાં પુતળાં બની ગયલા હોય, પણ તે ઉપર આવીને પરિયોના હાથ, સર્વ સ્વચ્છ અને ચકચકિત રાખતા હોય, અને સુગંધી વાળા પદાર્થોના ધૂપ કરતા હોય, તેમજ તે પરિયોના સુસ્વર, દેવનાં શૃંગારિક ગીત ગાઈને હવાને ભરી દેતા હોય એવો ભાસ થાયછે.

પાલીટાણાના ડુંગરની ટોચ ઉપરથી પશ્ચિમ ભણી જોતાં, ચોખે દાહાડે, નેમીનાથને લીધે પવિત્રા પામેલો એવો દબદબા ભરેલો ગિર-
દૃષ્ટિએ પડેછે. ઉત્તર ભણી સિહોરની આસપાસના ડુંગરા,
લી વલ્લભિપુરીના દેખાવને ભાગ્યેજ રુન્ધન કરેછે; આદિના

તળાટીની જોડાજોડ, પાલિટાણાના મિનારા જે ઘન ઘટાની આરપાર ત-ડકામાં ચળકાટ મારેછે તે, દૃષ્ટિએ પડતા દેખાવનો અગ્રભાગ બનેછે; અને નજર છે તે રૂપેરી શત્રુંજ્ય નદીના વાંકાચૂકા પૂર્વ ભણીના પ્રવાહ સાથે સહજ ચાલતી ચાલતી તલાજાના સુંદર અને દેવાલયોથી શોભી રહેતા ખરાબા ઉપર થોડીવાર આવીને ઠરેછે, અને ત્યાંથી પેલીપાર જ્યાં પ્રાચીન ગોપનાથ અને મધુમાલતી ને ઉછળતા દરિયાની છોળો વાગેછે ત્યાંસુધી જઇ ભમેછે.

શત્રુંજ્ય ઘણુંજ પુરાતન અને જૈનધર્મનું ઘણું પવિત્ર ધામ છે. સર્વ તીર્થ કરતાં એ અગ્રેસર ગણવામાં આવ્યું છે, અને જેનો નિરંતર નિવૃત્તિ સાથે સંબંધ થાયછે તેનું એ મુખ્યસ્થાન ગણાયછે, અને અંગ્રેજોના પવિત્ર આયોના+ નીપેઠે દુનિયાના નાશની વેળાએ પણ એનો નાશ થવો સૃજ્યો નથી એમ કેહેવાયછે. કલ્પિત કથાઓમાં આવેલા રાજાઓની લાંબી લાંબી ઘણી વાતો કેહેવામાં આવેછે કે, હિંદુસ્થાનની સર્વ જગ્યાએથી તેઓએ આવીને આ પવિત્ર ભૂમિઉપર તપશ્ચર્યા ને ધર્મની ક્રિયાઓ કરેલી તથી તે વધારે ફળવાન થયલી તેના જોરવડે તેઓ પોતાના પાપના ભા-રથી નિવૃત્ત થઈને મુક્તિ પામ્યા છે. આ ચમત્કારિક અકળ સ્થાનનો પાર પામવાને તીર્થંકરના ભક્તો સરખાની પણ ધીરજ ચાલી શકે એમ નથી, તો કપરદીયક્ષ, પંડુરાજા, અને તેના ઉપર પ્રસન્ન થયલી અંબિકા, સ-મુદ્રવિજય યાદવ, અને કલ્યાણના સુંદર રાજા તથા તેની અનુપમ રાણી

+ જુદા જુદા લોકોના ઘણા રાજાને આયોના પોતાના સ્મશાનની જગ્યા તરીકે ’દ કરવાનું કારણ, નીચેના પ્રાચીન ભવિષ્ય કથન ઉપરથી ઉત્પન્ન થયેલું કેહેવાયછે.
નનો પ્રલય થતા પેહેલાં સાતવર્ષ અગાઊ, રેલથી લોકો ડુબી જશે:
તીથી દરિયો આયર્લંડ ઉપર ફરી વળશે; અને લીલોતરીવાળા ઈસ-
એમજ થશે, તથાપિ કોલમ્બાનો બેટ રેલના પાણી ઉપરતરશે.”
આન્ટી ક્વિટિ આફ આયોના” એ નામના પુસ્તક ઉપરથી.

એઓએ આ પવિત્ર ડુંગર ઉપર બંધાવેલાં દેવાલય, એ સર્વ વિષે અમે પણ અમારા વાંચનારાઓને ખુલાસો આપવાને યત્ન કરતા નથી.

સૌરાષ્ટ્રના રાજા શિલાદિત્યની આગ્નાથી, પ્રખ્યાત વલ્લભિપુરીના શ્રીધનેશ્વર સુરિયે શત્રુંજ્ય મહાત્મ્યનો ગ્રંથ રચ્યો હતો, તેના ઉપરથી સાર કાહાડીને રચેલા પુસ્તકમાંથી થોડી વધારે મનોરંજક વાત જાણી અમે અહિં લખિયે છિયે.

ઋષભદેવનો પુત્ર, ભરત રાજા, અયોધ્યામાં રાજ્ય કરતો હતો, તે શત્રુંજ્યની ઉત્તર ભણી સેના લઈ જઈને મહાશક્તિવાન મ્લેચ્છ રાજા સાથે યુદ્ધ કરવા મંડ્યો. પેહેલી લડાઈમાં તો ભરત હાર્યો, પણ પછીથી થઈ તેમાં તે જય પામ્યો, અને " દુઃખની વેળાએ છોકરૂં જેમ પોતાની માતા ભણી દોડી જાય તેમ મ્લેચ્છ રાજા, પોતાની હાર થઈ એટલે, સિંધુ નદી ભણી દોડી ગયો.

ચોમાસામાં ભરતને એક જગ્યાએ ખમચી રેહેવું પડયું પણ ચોમાસુ ઉતરવા આવ્યું એટલે, તેના પ્રધાન શુકને, સિંધુ નદીની ઉત્તરમાં, સમુદ્ર અને પર્વતની વચ્ચે, એક કિલ્લો હતો તે લીધો. ભરતના ન્હાનાભાઈ બાહુબળીના પુત્ર સોમ્યુશે ઋષભદેવનું ડેહેરૂં બાંધ્યું (શત્રુંજ્ય ઉપર) અને ભરતે તીર્થના ખર્ચને સારૂ સૌરાષ્ટ્રની વાર્ષિક ઉપજ અર્પણ કરી, તે દિવસથી સૌરાષ્ટ્ર, દેવદેશ કેહેવાયો. ભરતનો સગો શક્તિસિંહ કરીને સોરઠનો અધિકારી હતો, તેને રાજાની સેના સહિત શુકનનો આશ્રય મળ્યો એટલે તેણે ગિરનાર ઉપરથી રાક્ષસોને કાહાડી મૂક્યા, અને ત્યાં મેરૂ પર્વતના જેટલાં ઉંચાં, આદિનાથ અને અરિષ્ટનેમીનાં ડેહેરાં બાંધ્યાં. પછીથી શત્રુંજ્ય ઉપરનાં દેવાલયોનો મ્લેચ્છ લોકોએ નાશ કર્યો અને કેટલાક કાળસુધી પવિત્ર પર્વત ઉપર ઉજ્જડપણાનું રાજ્ય ચાલ્યું.

જેવામાં વિક્રમરાજા પૃથ્વીને રણમુક્ત કરવાને ઉઠ્યો તેવામાં એક

ગરીબ શ્રાવક ભાવડ કરીને હતો તે અને તેની સ્ત્રી ભાવલા, કામ્પિલ્ય પુરમાં વસતાં હતાં. તેમને ઘેર આવી ચડેલા બે યતિની તેઓએ સારી સેવા કરી, તેથી ચમત્કારિક ગુણની એક ઘોડીની તેઓને પ્રાપ્તિ થઇ. ભાવડ ત્યાર પછી થોડી વારમાં ઘોડાનો મ્હોટો વ્યાપારી થઈ પડયો. તેણે વિક્રમાદિત્યની ઘોડશાળામાં સારા ઘોડા આપ્યા તેથી તે રાજાએ તેને મધુમાવતી ( અથવા મવા ) જે સોરઠમાં છે તે જાગીરમાં આપ્યું. આ નગરમાં તેને જાવડ નામે એક પુત્ર થયો. તે તેના બાપના મરણ પછી તેનો વારસ થયો, તે જાણે ડાહાપણનો બીજો દેવ ના હોય એ પ્રમાણે પોતાના નગરનો કાર્યભાર ચલાવવા લાગ્યો. નડારી વેળામાં મુદ્ગલ[1] લોકોની સેના સમુદ્રની ભરતીની પેઠે આખા દેશ ઉપર પથરાઈ ગઈ, ને તેઓ સોરઠ, લાટ, કચ્છ અને બીજા દેશોમાંથી ગાયો, દાણા, બધા પ્રકારની માલમિલકત, છોકરાં, સર્વે જાતિની સ્ત્રિયો અને વળી પુરૂષ પણ લઈ ગયા. અને પોતાને "મુદ્ગલ" દેશ જતા રહ્યા. બીજી જાતિના લોકો સાથે જાવડને પણ પકડી ગયા હતા, ત્યાં પણ એ વ્યાપારિયે દ્રવ્ય મેળવ્યું; તે ધર્મક્ષેત્રમાં હતો ને જે પ્રમાણે ધર્મ પાળતો તે પ્રમાણે અહિ પણ પાળવા લાગ્યો અને જૈનનું એક દેહેરૂં બાંધ્યું. ધર્મી પુરૂષો ત્યાં જઈ પોહોંચતા તેનો જાવડ સારો સત્કાર કરતો હતો તેથી તેના મ્હોઆગળ તેઓએ શત્રુંજ્યનાં વખાણ કરવા માંડયાં, અને ભવિષ્ય વર્તું કે એની ફરીથી પ્રતિષ્ટા કરવાનું તમારે માથે નિર્માણ થયુંછે. વળી તેઓએ તેને કહ્યું કે પવિત્ર પર્વતના રક્ષક દેવ પ્રાણઘાતક, માંસાહારી અને દારૂડિયા થઈ પડયાછે; સ્વધર્મ ત્યાગી કવદયક્ષ, જૈનધર્મના માણસો જે ત્યાં જવાની હિંમત ચલાવેછે તેઓનો નાશ કરેછે; શત્રુંજ્યની ચોગરદમ કેટલાક ગાઉસુધી ભૂમિ ઉજ્જડ થઈ ગઈછે; અને ઋષભદેવની પૂજા કરવાને કોઇ નથી. આ પ્રમાણે તેઓના કેહેવા ઉપરથી જાવડે ચક્રેશ્વરીદેવીની આરાધના કરી, અને મેલા દેવને બલીદાન

[1] મૂળ પુસ્તકમાં એમછે. ગુજરાતી ભાષાંતરમાં "મુગલ" છે.

આપ્યાં. તક્ષશિલાનગરીમાં રાજા જગતમાલ રાજ્ય કરતો હતો ત્યાં ઋષભદેવની મૂર્તિ બેસાડી હતી તે જગ્યા તેઓએ બતાવી. જાવડે મહા પ્રયત્ને રાજાપાસેથી મૂર્તિ લીધી. રાજાના આશ્રયથી તેણે એક સંઘ કાહાડયો અને તેમાં પોતે તથા પોતાની જાતિના કેટલાકને સંગાથે લઈ શત્રુંજ્ય ભણી મૂર્તિ લઈ ચાલ્યો. ઘણાં સંકટ વેઠીને, જાવડ અને તેના સાથી, સોરઠમાં મધુમાવતી છે ત્યાં આવી પોહોંચ્યા, તેઓ એવા ભાગ્યશાળી કે, આગળ જાવડે ભોટ અને ચીન વાહાણનો કાફલો મોકલ્યો હતો તે સોનું અને બીજી મુલ્યવાન વસ્તુઓ ભરીને આ વેળાએ બંદરમાં આવી પોહોંચેલાં તેઓએ જોયાં. આજ વેળાએ વળી, મહામુનિ શ્રી વાયરસ્વામી મધુમાવતીમાં આવી પોહોંચ્યા, તેઓએ કવદયક્ષને પોતાના ધર્મમાં પાછો આણ્યો હતો, તે પણ દેવ અને યક્ષોના સાથ સહિત મુનિનીસાથે હતો. જાવડ, અને પવિત્ર વાયરસ્વામી તેમના સહાયકારક કવદ સહિત તાબડતોબ શત્રુંજ્ય ઉપર ગયા ત્યાં મરદાં, લોહી અને ધોળાં હાડકાંથી પર્વત પથરાઇ જઈ અપવિત્ર થયલો હતો તે જોઈ તેઓ સર્વે ભયભિત થઇ ગયા. પોતાનું હૃદય જેવું ચોખ્ખું હતું તે પ્રમાણે પર્વતને ચોખ્ખો કરયો, અને શ્રીવાયરસ્વામિયે મુહૂર્તનો દિવસ ઠરાવ્યો ત્યારે યાત્રાળુ લોકો મૂર્તિ લઈને ગાજતે વાજતે ઉત્સવ કરતા પર્વત ઉપર ચઢયા. તથાપિ રાક્ષસોના પાપબુદ્ધિના જાદુ અટકાવને લીધે, યાત્રાની જગ્યાની ફરી સ્થાપના કરવાને માટે તેઓએ ફરી ફરીને પ્રયત્ન કર્યા પણ નિષ્ફળ ગયા. જાવડ છેવટે બળતા લઈને વિક્રમ સંવત ૧૦૮ માં (ઈ૦ સ૦૫૨,) મરણ પામ્યો. અને તેના નિરંતર પ્રયત્ન અફળ ગયા તેથી જે કાર્ય કદિ સંપૂર્ણ થાય નહિ તેને "એ તો જાવડ ભાવડ કામ છે*" એવી કેહેવત કેહેવાનો દેશમાં વહિવટ પડયો તે અદ્યાપિસુધી ચાલેછે.

* સ્કાટલંડમાં એના જેવીજ કેહવત ચાલેછે, "સેન્ટમાંગોના કાર્યની પેઠે એ કદિયે સંપૂર્ણ થશે નહિ."

જાવડના મરણ પછી કેટલેક વર્ષે, બૌદ્ધ માર્ગિયોએ સૌરાષ્ટ્રના રાજાઓને પોતાના ધર્મમાં લઈ લીધા અને શત્રુંજ્ય તથા બીજી સર્વે પવિત્ર જગ્યાઓ પોતાને સ્વાધીન કરી લીધી. આખરે ધનેશ્વરસુરી થયા તેમણે વલ્લભિપુરના રાજા શિલાદિત્યને પોતાના ધર્મમાં કરી લીધો, અને બૌદ્ધ પંથિયોને દેશપાર કરીને, યાત્રાનાં સ્થાન પાછાં હાથ કરી લઈને, ઘણાં દેવાલય બાંધ્યાં.

મહાત્મ્યમાં લખ્યા પ્રમાણે આ છેલું કાર્ય, વિક્રમ સંવત ૪૭૭ (ઈ૦સ૦૪૨૧.) માં નીપજ્યું. શિલાદિત્ય કેઈ વેળામાં થયો એ વાત અદબદ રાખીને, બૌદ્ધ ધર્મમાંથી એનો પરધર્માશ્રમ થયો અને તેનો તથા તેના રાજ્યનો મ્લેચ્છ લોકોના હલ્લાથી નાશ થયો તે સંબંધી જૈન પુસ્તકોમાંથી અમે લખિયે છિયે.+

+ સૌગત અથવા બૌદ્ધ, અને અર્હત અથવા જૈન એ નિરીશ્વરવાદી મતમાંહેલાં બે, વેદ અને બ્રાહ્મણોના મતથી વિરૂધ હતાં, તે સંબંધી અત્રે લખવું યોગ્ય દીસેછે. હિંદુ ધર્મ માનનારા આગ્રહી પુરૂષો અને બૌદ્ધ મત વાળાઓ વચ્ચે જુસ્સા ભેર લડાઈયો ચાલેલી છે તેમાં હિંદુસ્થાનના બૌદ્ધનો નાશ થયો છે. જૈન લોકો જો કે તોફાનના ત્રાસમાંથી જીવતા રહ્યા અને હવણાં તેઓ સામા થઈ શકે તેવા હતા તથાપિ તેઓ ઘણી મુશ્કેલાઈથી ઊગરયા હતા. વિલસન કેહેછે કે, ( એશિ. રીસ. પુ. ૧૬. હિંદુઓના પંથવિષે વિષય. ) “ બૌદ્ધ અને સૌગત વચ્ચે માધવાચાર્ય કાંઈ ભેદ ગણતો નથી, તથાપિ કદાપિ ઘણો અગત્યનો ભેદ બંને વચ્ચે નથી તો પણ કાંઈક પણ છે ખરો: આનંદગિરિના અભિપ્રાય પ્રમાણે સૌગતોએ સુગતમુનિનું મત ધારણ કરેલું હતું, તેથી તેઓનું મુખ્ય મત એ હતુ કે પ્રાણિયો ઊપર દયા કરવી એમાં સર્વે નીતિ અને ભક્તિ ધર્મ આવી જાયછે. આ મત ઘણે પ્રકારે બૌદ્ધ અને જૈન એ બન્ને સંપ્રદાયને મળતો છે.” વલ્લભિમાં બૌદ્ધ અને સૌગત એક હતા એમ જણાયછે, અને પ્રતિપક્ષીપણું માત્ર એમની અને જૈનની વચ્ચે થયું છે. કાંઈ આ નિરીશ્વરવાદી ધર્મ અને ધર્માગ્રહી હિંદુઓ વચ્ચે થયું નથી. સૌર્ય પંથ કેહેવાય છે તેના પંથી, સુર્યને જગતનો ઊત્પન્ન કર્તા અને કારણ માને છે— અને તેમનામાંના થોડા, મુખ્યત્વે કરીને બ્રાહ્મણ છે— તેઓનો આજે પણ એક પંથ છે- તેઓ આ વેળાએ સૌરાષ્ટ્રના દીપકલ્પમાં બહુ હતા. આનંદગિરિએ આ પંથના ભેદ ગણાવ્યા છે તે, હવણાં પ્રસિદ્ધ નથી એમ મનાય છે. પાઠક વિલસન કેહેછે કે એ ભેદ આનંદગિરિ નીચે લખ્યા પ્રમાણે ગણાવેછે:—.

કથામાં કેહેછે કે ગુજરાતમાંના ખેડા નામના મ્હોટા નગરમાં દેવાદિત્ય કરીને વેદપારાંગત બ્રાહ્મણ રેહેતો હતો. તેને સુભગા નામે એક પુત્રી હતી તે બાળવિધવા હતી. તે નિત્ય સવાર, બપોર અને સાંજે સૂર્યને દુર્વા, પુષ્પ અને પાણીના અર્ધ્ય આપતી હતી. આ બાળ વિધવાનું સ્વરૂપ જોઈને સૂર્ય દેવને ઘણું આશ્ચર્ય લાગ્યું અને મનુષ્યનો દેહ ધારણ કરીને તેને ભોગવવા પૃથ્વી ઉપર આવ્યા. આથી તેને ગર્ભ રહ્યો. સુભગાએ પોતાના કુળને લાંચ્છન લગાડયું એવું જાણીને તેનાં માબાપ તેના ઉપર કોપ્યાં અને તેને ઘરમાંથી કાહાડી મુકી. તે પોતાના એક ચાકરની સાથે દોડી દોડી વલ્લભિપુર જઈ પોહોંચી. ત્યાં દિવસ પૂરા થયા એટલે તેને બે બાળક અવતર્યાં. આ દેદીપ્યમાન બાળકને આઠ વર્ષનાં થતાં જરાપણ વાર લાગી નહિ. તેઓમાંથી છોકરાને ગુરૂની પાસે ભણવા મૂકયો; પણ, બીજા છોકરાઓની સાથે

---

"જેઓ ઊદય પામતા સૂર્યને પૂજે છે અને બ્રહ્મ અથવા ઊત્પન્ન કર્ત્તા શકિતનું તેને પ્રતિરૂપ ગણેછે તે. જેઓ મધ્યાનના સૂર્યને ઈશ્વર- નાશ કરનાર અને ફરીથી ઊત્પન્ન કરનાર શકિત ગણે છે તે; અને જેઓ અસ્ત પામતા સુર્ય ને વિષ્ણુરૂપ અથવા પાલણ કર્ત્તા ગણી માને છે તે.

"ચોથા ભેદવાળા ત્રીમૂર્ત્તિનો પક્ષ માનેછે. તેઓ સૂર્યની ઉપર લખેલી ત્રણે સ્થિતિને ઈશ્વરી ત્રણ ગુણ ગ્રહણ કરનારૂં પ્રતિરૂપ માનેછે.

"પાંચમા ભેદ વાળાનો શો આશય છે તે સાફરીતે કહ્યો નથી, તથાપિ સૂર્ય જેવો ખરેખરો અને વાસ્તવિક છે, અને તેની સપાટી ઉપર ચિન્હ છે તે તેના વાળ અને દાહાડી ઈત્યાદિ છે એમ ગણી તેની આરાધના કરેછે. આ મતના માનવા વાળા લોકો, હવણાંના સૌર્યોની સાથે જે વિષયમાં મળતા આવેછે તે વિષય એ છે કે સૂર્યનાં દર્શન કર્યાવિના તેઓ ભોજન કરતા નથી.

"સૌર્યોનો છઠ્ઠો ભેદ છે તે માનવાવાળા, ઉપર લખેલા પક્ષવાળાથી વિરૂધ્ધમાં એટલા છે કે તેઓ દેખાતા અને ખરેખરા સૂર્યની આરાધના કરવાની અગત્ય છે એમ ગણતા નથી, પણ માનસિક તેજનો અંબાર કલ્પી તેનું ધ્યાન ધરીને આરાધના કરેછે. તેઓ કપાળે, હાથે અને છાતિયે ગોળાકાર ઉન્હી છાપો લે છે; આ ચાલનો શંકરાચાર્યે ધિઃકાર કરેલોછે, કેમકે તે વેદના અભિપ્રાયથી અને શાસ્ત્રના દેહને અને સોળીને જે માન યોગ્ય છે તેનાથી વિરૂધ્ધ છે."

ભણીજતાં તેઓ તેને " નબાપો " કહી ખીજવવાલાગ્યા તેથી તેના કુમ-
ળા મન ઉપર ખરેખરી અસર એ થઈ ગઈ કે હું " નબાપોછું." તે
એક વાર ઘણો ખીજવાઈને સુભગા પાસે જઈ કેહેવા લાગ્યો કે " શું
મા મારે બાપ નથી કે મને નબાપો કેહેછે. " તેણિયે જવાબ દીધો કે
" હું જાણુતી નથી, તું પૂછીને મને શું કરવાને અમથો દુઃખી કરેછે. "
છોકરો સંતાપ ભરચો ત્યાંથી તો ગયો, પણ તે દિવસથી તેણે એવો નિશ્ચય
કરચોં કે ઝેર ખાઈને અથવા ગમે તે પ્રકારે મારે મારો દેહ ત્યાગ કરવો
કે લાંચ્છન સાંભળવાનું રેહે નહિ.

એક દિવસ તે ખેદ કરતો બેઠેલો હતો તેવામાં સૂર્યનારાયણે આવીને
દેખા દીધી અને તેને પુત્ર કહીને બોલાવી કહ્યું કે હું તારૂ રક્ષણ કરીશ.
પછી તેને કાંકરા આપીને કહ્યું કે આથી તારા શત્રુનો નાશ કરવાને તું
શક્તિવાન થઈશ. સૂર્યના આપેલા આવા અસ્ત્રની કીર્ત્તિથી તે શિલાદિ-
ત્યને† નામે પ્રસિદ્ધ થયો. શિલાદિત્યે એકવાર વલ્લભિના કોઈ રેહેવાશી
ને મારી નાખ્યો તેથી ત્યાંનો રાજા તેના ઉપર કોપ્યો, પણ સૂર્યે આપેલા
અસ્ત્ર વડે તે મારચો ગયો એટલે સુભગાનો પુત્ર ત્યારથી સૌરાષ્ટ્રનો રા-
જા થયો. અને સૂર્યનારાયણના આપેલા ઘોડા ઉપર બેશીને, આકાશમાં
પ્રવાસ કરનારાની પેઠે પોતાની મરજીમાં આવે ત્યાં ફરવા લાગ્યો અને
પોતાના પરાક્રમથી ઘણા દેશ જીતી લઈ ઘણા દિવસ તેણે રાજ્ય કરચું.

કોઈ એક વેળાએ, બૌદ્ધ ધર્મના કોઈ ઉપદેશકો વિદ્યાનું અભિમાન
ધારણ કરીને શિલાદિત્ય પાસે આવ્યા. અને બોલ્યા કે, આ શ્વેતામ્બર¶
જો અમને વિવાદમાં જીતે તો એમને અહિ રેહેવા દેજો, ને જો હારે તો
દેશપાર કાહાડી મુકજો. તેઓનું આવું બોલવું રાજાએ સ્વિકારીને
* ચાર પ્રકારના મનુષ્યોની તેણે સભાકરી. પોતે તેમાં પ્રમુખ થયો

† શિલા=પથ્થર + આદિત્ય=સૂર્ય. ¶ જૈન. * સાધુ અને સાધવી અથવા જૈન ધર્મનાં
ત્યાગી પુરૂષ અને સ્ત્રી; અને શ્રાવક અને શ્રાવિકા એટલે પુરૂષ અને સ્ત્રિયો, જેઓએ
કોઈપણ આશ્રમ ધારણ નહિ કરેલો, એ પ્રમાણે ચાર પ્રકારના મનુષ્યોની સભા.

અને બોલ્યો કે, બે પક્ષવાળામાંથી જે હારે તેણે વલ્લભિના રાજ્ય પાર થવું. બનવાકાળ તેથી બૌદ્ધો જય પામ્યા, અને શ્વેતામ્બરોને પરદેશ જવું પડ્યું, પણ મનમાં આશા રાખી કે વળી કોઈવાર ફરીથી વિવાદ કરીશું. શિલાદિત્ય ત્યારથી બૌદ્ધ ધર્મ પાળવા લાગ્યો પણ તે શત્રુંજ્યના મહાન ઋષભદેવને આગળ પ્રમાણેજ માનતો હતો.

શિલાદિત્યે પોતાની સાથે જન્મેલી તેની બ્હેન હતી, તેને ભૃગુપુર (ભરૂચ) ના રાજા વેરે પરણાવી હતી, તેને દેવના જેવી કાન્તિનો અને ગુણનો એક પુત્ર થયો. કેટલાક દિવસ વિત્યાપછી, પોતાનો ધણી મરી ગયો એટલે તેણે કોઈ સારી તીર્થની જગ્યામાં જઈને સારા ગુરૂપાસે ધર્મની દીક્ષા લીધી. તેનો દીકરો પણ આઠ વર્ષની વયે દીક્ષા લઈને બેઠો. પછી તેઓને જેમ પ્રસંગ મળતો ગયો તેમ સારી ચાલના અને ડાહ્યા મનુષ્યોના મ્હો આગળ પોતાના ધર્મના અભિપ્રાય જણાવવા માંડયા. એક દિવસે પેલા છોકરાનું નામ મલ્લ હતું તે પોતાની સાધ્વી મા પ્રત્યે ઘણી આતુરતાથી કેહેવા લાગ્યો કે, "શું આપણા ધર્મ પાળવાવાળાની અવસ્થા મૂળથીજ આવી માઠી છે?" તેણિયે આંખમાં આંશુ સહિત પ્રત્યુત્તર આપ્યો કે, "ભાઈ! મારા જેવી પાપણી તને શો ઉત્તર આપે! આગળ આપણા યશસ્વી શ્વેતામ્બર ગામે ગામ પારવિનાના રેહેતા હતા, પણ નામીચા ગુરૂ વીરસુરેન્દ્ર દુનિયાનો ત્યાગ કરીને ગયા ત્યારથી અન્ય ધર્મ વાદિયોએ, તારા પૃથ્વી પતિ મામા શિલાદિત્યને વશ કરી લીધો છે. તીર્થની પવિત્ર જગ્યા જે શત્રુંજ્ય, જ્યાંથી મુક્તિ મળતી તે શ્વેતામ્બરોના જવાથી ભૂતના જેવા બૌદ્ધ લોકોનું સ્થાન થઈ પડ્યું છે. શ્વેતામ્બરો પરદેશ જઈ વસ્યાછે, તેઓનું અભિમાન નરમ પડ્યું છે, અને તેઓનો મહિમા જતો રહ્યો છે." મલ્લ ક્ષત્રીય કુળમાં જન્મ્યો હતો તેથી પોતાના ધર્મ વિષેનો કાળજી નહિ વીસરી જતાં, ઉ-

તવાનાં સાધન મેળવવાના કામમાં ગુંથાયો. તપશ્ચર્યાથી, અને એક નિશાથી આરાધના કરવાથી, સરસ્વતિ દેવી તેને પ્રસન્ન થયાં. અને વિષ્ણુનો ગરૂડ જેમ સાપને વશ કરેછે તેમ બૌદ્ધોને વશ કરવાને નાયચક્ર નામનું એક પુસ્તક આપ્યું. આ હથિયાર લઈને, અર્જુન જેમ શિવનાં શસ્ત્ર ધારણ કરવાથી શોભતો હતો તેવો શોભાયમાન મલ્લ, સૌરાષ્ટ્રની શોભા જે વલ્લભિપુરી ત્યાં આવી શિલાદિત્યની દરબારમાં જઈ પોહોચ્યો અને રાજાને કેહેવા લાગ્યો કે "હે રાજા! બૌદ્ધ લોકોએ આખા જગતને વશ કરી દીધું છે, માટે હું મલ્લ તારો ભાણો તેઓનો પ્રતિપક્ષી ઉઠયો છું." આગળની પેઠે વિવાદ કરવા સારૂં સભા ભરીને રાજા સાંભળવા બેઠો. મલ્લને દેવીની સહાયતા હતી તેના જોરથી બૌદ્ધોને વિસ્મય પમાડી દીધા, અને શ્વેતામ્બરના ધર્મની હોલાઈ જતી ચીનગારીમાંથી આવો જુસ્સા ભેર ભભુકો ઉઠયો તેથી તેઓ કંપવા લાગ્યા. લોકપ્રસિદ્ધહાર થાય તેની અપકીર્ત્તિ વધારે સમજીને તેઓએ પોતાના પ્રતિપક્ષીને જગ્યા સોંપી જવાનો નિશ્ચય કર્યો. તેઓ બોલ્યા, "પોતાના દેશનો નાશ, પોતાના કુળનો નાશ, પોતાની સ્ત્રીનું હરણ, અથવા પોતાના મિત્રોનું દુઃખ, એ સર્વેનો દેખાવ જેની દૃષ્ટિયે પડતો નથી તેનું મ્હોટું ભાગ્ય." આ પ્રમાણે નિરીશ્વરવાદિયો હારી ગયા એટલે રાજાની આજ્ઞાથી તેઓને દેશ પાર કર્યા અને જૈન ઉપદેશકોને પાછા બોલાવ્યા. મલ્લે બૌદ્ધોને હરાવ્યા તેથી રાજાની આજ્ઞા ઉપરથી વિદ્વાનોએ તેને સુરીનું પદ આપ્યું. પછી સર્વે તીર્થસ્થાનોમાં શ્રેષ્ઠ એવો જે શ્રીશત્રુંજ્ય તેનો અપાર મહિમા જાણીને તેણે પોતાના મામા શિલાદિત્યની સહાયતાથી તેની ફરીને પ્રતિષ્ઠા કરી. શ્રીમલ્લસુરીની કીર્ત્તિ સારી થયા પછી, પુરોહિત સભાએ, તેમને ખંભાત અથવા સ્તંભતીર્થ જે શ્રીઅભયદેવ સુરિયે સ્થાપ્યું હતું ત્યાં મોકલ્યા. ત્યાં શ્રેનિક અને બાજા શ્રાવકો સાથે પોતાનો આત્મા આરોપિત કરાવ્યો.

